# જીવનશિલ્પીઓ

[ 'કાઠિયાવાડના ઘડવૈયા'ની બીજી આવૃત્તિ ]


· લેખકો ·

નિરંજન વર્મા

જયમલ્લ પરમાર


•

આમુખ

શ્રી. ઝવેરચંદ મેઘાણી




ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ–મુંબઈ

૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ

# નિવેદન–પહેલી આવૃત્તિ

અમારાં પ્રકાશનોમાં સંગીન વધારો કરતું આ પુસ્તક વાચકોના હાથમાં મૂકતાં કૃતાર્થતા અનુભવાય છે. આ ત્રણે ચરિત્રો ગુજરાતના ઘરઘરના રાંક દીવા બનો!

આ પુસ્તકના ત્રણે વીરો તેમ જ બેય લેખકો જેમના પ્રત્યે અગાધ ભક્તિભાવ ધરાવનારા કહેવાય, તે મહાત્મા ગાંધીજીને જ આ પુસ્તક અર્પણ થાય તેવી લેખકોની ને અમારી ચાહના હતી. લેખકોના પહેલા પ્રયાણમાં આવું ઉજ્જવળ શુકન સાંપડે તે તેમને માટે સૌભાગ્યની વાત લાગી. પરવાનગી મગાવી. જવાબ મળ્યો કે, ‘પૂ. બાપુજીને અર્પણ કરેલા પુસ્તકનો ચોખ્ખો નફો સેવાકાર્યમાં વપરાવો જોઈએ.’

અમે આ શરતને વધાવી લીધી છે. એથી તો પુસ્તકનું સૌભાગ્ય વધે છે. બેશક, કાગળની મોંઘવારી જોતાં આવડા પુસ્તકના બાર આના રાખેલી કિંમત જોઈને સૌ સમજી શકશે કે મૂળ ઉદ્દેશ તો આ સાહિત્યને સામાન્ય ગુંજાશવાળું ગજવું પણ ખરીદી શકે તેવું કરવાનો હતો. પણ આ તો–

**रुचि-वेधन और हरि-मिलन**
**एक पंथ दोउ काज!**

જેવું બન્યું.

ધનતેરશ : સંવત, ૧૯૯૭
રાણપુર : ૧૮–૧૦–૪૧

પ્રકાશક
ફૂલછાબ કાર્યાલય

# નિવેદન—બીજી આવૃત્તિ

'કાઠિયાવાડના ઘડવૈયા'ને નામે પ્રથમ આવૃત્તિરૂપે પ્રગટ થયેલ આ પુસ્તકની નકલો ચાર માસ જેટલા ટૂંકા ગાળામાં જ ખલાસ થઈ ગયેલ, પણ પ્રતિકૂળ સંયોગોને કારણે આજે બે વર્ષના લાંબા સમય બાદ 'જીવનશિલ્પીઓ'ને નામે તે પ્રગટ થાય છે.

બીજી આવૃત્તિનું નામ ફેરવવા પાછળ ખાસ કરીને એક જ કારણ છે. પુસ્તકનો ઉદ્દેશ કાઠિયાવાડનું ઘડતર આલેખવાનો મુખ્યત્વે નથી, પણ એ ઘડતર કરનારા જીવનનાયકોનાં પ્રેરણાબળો અને જીવનપ્રવાહો રજૂ કરવાનો છે. એ જીવનનાયકો તો પ્રજાજીવનના શિલ્પીઓ છે અને તેથી તેમનાં જીવન હરકોઈ પ્રાંત કે દેશની પ્રજાને માટે પઠન–પાઠન યોગ્ય છે. પ્રથમ આવૃત્તિનું નામ પુસ્તકને પ્રાન્તીયતાની સંકુચિતતામાં જકડી રાખતું હતું. તેમાંથી તેને વિશાળ ધરતી પર લાવવાનો આ પ્રયાસ છે.

# આભારદર્શન

## [ પહેલી આવૃત્તિ ]

જેમણે અમને દમેદમ ઉત્સાહ પ્રેરી લખતા કર્યા છે અને અમારી કલમને ઘડતર આપ્યું છે તથા અમારી ભાવનાને સાદ્યંત પાળીપોષી છે એવા અમારા મુરબ્બી સમા ઝવેરચંદભાઈ તથા નાથાભાઈના પ્રોત્સાહનથી જે ત્રણ જીવનનાયકોનાં ચરિત્ર આ પુસ્તકમાં ગૂંથવામાં આવ્યાં છે તેમનાં જુદાં જુદાં ક્ષેત્રમાં વિસ્તરેલી અનેકવિધ પ્રવૃત્તિઓથી ભરેલાં જીવનની કોઈ ગ્રંથસ્થ કે કંઠસ્થ સિલસિલાબંધ સામગ્રી ઉપલબ્ધ ન હતી. એક માત્ર ફૂલચંદભાઈએ પોતાના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગો ટપકાવી લીધેલી આત્મકથા એમના જીવનની સળંગ રેખા દોરવામાં સહાયભૂત થઈ પડે એટલા લેખિત રૂપમાં મળેલી ખરી. એ સિવાય તો ત્રણે જીવનનાયકોનો વિચારદેહ, કાર્યદેહ કે પ્રસંગદેહ શોધવા કટકી કટકી મેળવીને આખો જીવનદેહ ઊભો કરવો પડે તેવી સ્થિતિ હતી. એમાં તે તે ચરિત્રનાયકોનાં કેટલાંયે અંગત મિત્રો–સ્નેહીઓની અમને સહાય મળી છે. મોતીભાઈના જીવનચરિત્ર માટે એમના પુત્ર કાનજીભાઈએ, ફૂલચંદભાઈના જીવન માટે એમના કાર્યસાથી શ્રી. શિવાનંદજી તથા ફૂલચંદભાઈનાં પત્ની શ્રેલીબહેને, તથા ચમનભાઈના ચરિત્ર માટે શ્રી. રામનારાયણ પાઠકે અમને સહાય કરી છે.

ઉપરાંત કેટલાયે મિત્રો–સ્નેહીઓનો પણ સાથ મળ્યો છે, જે પોતાનાં નામ જાહેર થાય તેમાં રાજી ન હોય. એ સૌ ભાઈઓનાં વ્યક્ત–અવ્યક્ત સહાય–સહકાર માટે અમે આભાર માનીએ છીએ.

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

# આમુખ

## ૧

આ ત્રણ ચરિત્રોની લેખક-જોડલી પ્રારંભમાં જ થોડી પિછાન માગી લે છે. ભાઇ નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર, એ બંને છેલ્લાં ત્રણ વર્ષોથી 'ફૂલછાબ'ના તંત્રીમંડળ પર છે અને 'ફૂલછાબ'ના પત્રકારિત્વ માટે મેં નિરધારેલું જે સંસ્કારવિધાન, તેને અમલમાં લાવવામાં તેમનો મોટો હાથ છે.

સૌરાષ્ટ્રના ત્રણ સાધકોનો આ ઇતિહાસ ઘણે અંશે આ પ્રદેશના જાગૃતિ-કાળના ઝીણા-મોટા ઘડતરનો ઇતિહાસ છે, એ હિસાબે એનું આલેખન આ બે ભાઇઓને હાથે થવામાં એક ઔચિત્ય રહેલું છે. તેઓ 'ફૂલછાબ'માં જોડાયા તે પૂર્વે છેક ૧૯૩૦-૩૩ના અરસાથી રાજકોટના સંગ્રામ સુધી સૌરાષ્ટ્રના નવવિધાનના જ કાર્યકરો હતા, નાની-મોટી લડતોના લડવૈયાઓ અને નાનાં-મોટાં રચનાત્મક કાર્યોના કરવૈયાઓ હતા. પત્રકારિત્વને પણ તેમણે બંનેએ પૂર્વજીવનના સાતત્ય લેખે જ સ્વીકાર્યું છે.

જીવતે જેમને જાણ્યા કે જણાવ્યા હોય વા નહિ, તેવા અનેકનાં મૂલ્યાંકન અને જીવનપરિચય પીરસવાં એ પત્રકારિત્વની મોટી ફરજ બની ગઇ છે. એક દૃષ્ટિએ એ દુર્ભાગ્ય છે ને બીજે હિસાબે તે સદ્ભાગ્ય છે. ઘુમ થતાં વાર ન

લાગે તેવી અનેક જીવનકથાઓ તેને હાથ કરવી પડે છે, અને ભવિષ્યના ચરિત્રલેખકો માટેનો કાચો માલ અખબારોની જર્જરિત ફાઇલોમાં જ જળવાય છે.

## પસંદગી કરવાની મીઠી મૂંઝવણ

'ફૂલછાબ'ને નસીબે એક જ ટૂંકા ગાળામાં બે વિભૂતિઓનાં અવસાન પછીના જીવનપરિચય આલેખવાનું આવ્યું–વિશ્વવિભૂતિ રવીન્દ્રનાથ અને સૌરાષ્ટ્રમણિ ફૂલચંદભાઇ. બંનેનું વિભૂતિદર્શન કરાવવાની સામગ્રી પાનાં ભરીને પ્રાપ્ત થઇ. આઠ જ દિવસમાં આ ચરિત્રો ફાઇલોને અને પસ્તીને હવાલે થઇ જશે એ વાત વ્યથિત કરનારી હતી. ગ્રંથારૂઢ ફરી શકાય તેવો કલાદેહ એ બંનેને આપવા પૂરતો કાચો માલ હસ્તગત હતો–ને ટાગોર માટે તો સુપ્રાપ્ય, સુસજ્જ પુસ્તકસ્થ સાહિત્ય સામે જ પડયું હતું.

પસંદગી જ કરવાની હતી કે બેમાંથી કોને લઈએ. ધૃષ્ટતા ક્ષમ્ય ગણજો! સૌરાષ્ટ્રવિભૂતિનો આગ્રહ અંતરમાં વસ્યો. રવીન્દ્રનાથ તો વિશ્વદીપક, ફૂલચંદભાઇ ડોશીનો ઝૂંપડી-દીવો. વિશ્વદીપક તો સદાકાળ જલતો રહે તેવી સ્થિતિ હતી, ડોશીમાનો ઘર-દીવો ભૂલકણી લોકસ્મૃતિને કોડિયે, યુગબળસાણોના ઉત્તરોત્તર પ્રચંડ બન્યે જતા પવનઝપાટે ઓલવાઇ જતાં વાર ન લાગે, સનાતન જીવન-મૂલ્યો વંટોળલામાં વળાઇ જાય.

## જીવતા જીવનનું અદ્‌ભુત સૌંદર્ય

'સનાતન જીવનમૂલ્યો' કહ્યાં ને! હા, વાત જો એટલી જ લાગી હોત કે ફૂલચંદભાઇ આ સત્યાગ્રહ લડયા કે મોરચે છાપડયા, આ રાજ્યને હંફાવી આવ્યા કે તે કાપડ-પિકેટિંગ મચાવી આવ્યા–વાત જો આટલી જ હોત તો તેને છાપાનાં પાનાં પરથી પુસ્તકને પાને લઇ જવા જરૂર ન રહેત.

પણ લેખકોએ ઢૂંઢેલા જીવનપ્રસંગોમાં તો મહદ્ દર્શન થયું–એક સાધકનું, એક સંસ્કારમૂર્તિનું, એક રહસ્યશોધકે અણુ અણુની ઇંટો માંડી અણુદીઠ આતમલોકમાં ઉઠાવેલા કપરા શિલ્પનિર્માણનું. જોઇતું હતું તે જ જડયું. કલ્પનાશીલ કથાવાર્તાઓમાં જે માટે આછાંઅધૂરાં વલખાં જોઇએ છીએ તેવી કોઇક 'રોમાન્સ' યા તો વાસ્તવ-સૃષ્ટિ જીવતા જીવનમાં પડી હતી, આપણા પગની હડફેટે આવતી હતી, પણ સામાન્યતામાં ખપી જતી હતી, કારણકે એ જીવતા નરો આડમ્બરથી વેગળા હતા, તેમને મન તેમનાં બીજાં

બધાં કર્યાં-કારવ્યાં કરતાં પોતાનું શીલ વધુ મહત્ત્વનું હતું, સત્યને જીવનના અંતરંગમાં જ પામવાની તેમની મથામણ હતી.

## માનવ-જીવનનું સર્વોપરી રહસ્ય

માનવીના મનની ઊર્ધ્વગામી બનવાની આ માયલી મથામણ જ સાચું ને સર્વોપરી રહસ્ય છે. સાચું ને શુદ્ધ એવું સકલ સાહિત્ય એ એક જ રહસ્યનો પાર પામવા મહેનત કરે છે. સકલ કલા ને કવિતા એ જ એક સૌંદર્યને ભજે છે—નાનાં યા મોટાં માનવીઓની ઊર્ધ્વગામિતાની મથામણને.

લેખકોને મેં કહ્યું—એ રહસ્યને જ બહાર આણનારું આલેખન કરો. અંદરના માનવીને શોધો, એ શોધને સહાયભૂત થાય તેવા જીવનપ્રસંગો અજવાળે આણો, અને પછી એનું આલેખન એવી શૈલીએ કરો કે જેથી સામાન્ય સ્ત્રીપુરુષો ને કુમારો-યુવાનો વાંચી-સમજી શકે. એ માયલા રહસ્યને પ્રકટ કરતી કથા એવી રીતે લખો કે કલ્પનાશીલ કથાવાર્તાઓની રોગિયલ 'રોમાન્સ'માં મૂર્છિત બનેલી યુવકોની કલ્પના અને રસવૃત્તિ નવી સંજીવનીના રસપાનની તાજગી અનુભવે—ભલે ઘડીવાર જ !

## સત્યને શણગારની જરૂર નથી

પછી તો આપોઆપ એ સૂઝ પડી કે આ ઇતિહાસ એવી વ્યક્તિઓનો છે કે જેમાં સારું-માઠું પણ સૌરાષ્ટ્રની નવજાગૃતિનું ને નવવિધાનનું મંથન છવાઇ રહ્યું હતું; વ્યક્તિપરિચયવાટે સામૂહિક પરિચય આપોઆપ અપાતો હતો. એ રીતે પણ આ કાર્ય વધુ ઇષ્ટ બન્યું. કારણકે કાઠિયાવાડના નવ-મંથનનો એક છેતરામણો ઇતિહાસ પણ છે. પ્રસિદ્ધિનાં સસ્તાં સાધનો વડે કેંક ચીંથરાં વીરમૂર્તિઓ બન્યાં છે, સડેલાઓને સાવજોના સ્વાંગ સાંપડયા છે, પણ સાચો ઇતિહાસ તો સાધકોનાં જ જીવનમાં પડેલો છે એ વાત ઠસાવીને કહેવા જેવી છે.

એ વાત અહીં ઢોળ ચડાવ્યા વગર કહી શકાઇ છે. પિત્તળ હોય તેને પિત્તળ લેખે જ ઓળખાવવું, સોનાનો 'ગિલ્ટ' જરીકે ન ચડાવવો, એ વાત પહેલેથી જ નક્કી હતી. ઘટનાઓ જેવી હોય તેવી કડીબંધ અને મેળભરી રીતે જો મુકાય તો એ આપોઆપ સાચી વાત બોલી ઊઠે છે; લેખકને પોતાના તરફની મીમાંસાનું મીઠું-મરચું ભભરાવવાની જરૂર રહેતી નથી.

૨

સમગ્ર હિંદના ઇતિહાસમાં અને સંસ્કૃતિમાં સૌરાષ્ટ્રનું સ્થાન વિશિષ્ટ ભાતનું અંકાયું છે. તવારીખનવેશોનાં નયનોમાં આ નાનકડા દ્વીપકલ્પે મોરલા નચાવ્યા છે. સમસ્ત ભારતવર્ષનો જે ઇતિહાસ, તેની જ લઘુ આવૃત્તિ તે આ સૌરાષ્ટ્રનો ઇતિહાસ, એવું કેપ્ટન બેલનું ઇતિહાસ-દોહન છે. આર્યાવર્તનાં આરસી-એંટોની મહેરામણ-છોળો સીધેસીધી તો માત્ર એક સૌરાષ્ટ્રની ભોમ પર જ છંટાતી હતી એમ અતીતના ઉકેલણહારાઓનું કહેવું છે.

હિંદી મહાકાલના પહેલા ખોળાના પુત્ર જેવા આ દ્વીપકલ્પમાં પુરાતનતાને હિસાબે ઝાલાવાડ કદાચ સૌ પ્રાંતોમાં નાનેરું બાળ હશે. સોરઠી વસુંધરાને સાગરદેવે જાણે પરાણે વળગાડેલું આ સંતાન હશે. માટે જ ઝાલાવાડ હજુ ખારો છે, મુકાબલે વૃક્ષહીણો છે, ગોહિલવાડ ને સોરઠ કે હાલાર ને કંઠાળની શાશ્વત-લીલુડી (હવે તો નહિ જ !) ફળદ્રુપતા ઝાલાવાડને હજુ વરી નથી.

## ડિગપાળનું ધૂપદાન

જેવો એ ખારોપાટ છે, તેવી જ કદાચ મીઠાંબોલાં માનવીઓની એને પેર અછત છે. 'વાંકે નેણે વઉવારુઓ' અને 'ડોલરિયા' પુરુષોનો આંહીં દુકાળ છે. ફૂલોની ફોરમ નથી, પીવાયે પૂરાં પાણી નથી, લચી પડતાં જુવાર-બાજરાનો અહીં અભાવ વર્તે છે. ગોઠણવા કપાસ પર રંગબ્હોણું હાસ્ય કરતાં કાલાંની, જીનપ્રેસમાં ધુંવા ફૂંકતી ને આકાશના હૈયામાં ખૂતતી ચીમની-ઓની, ભરડાયેલા અવાજે બોલ બોલ કરતાં વ્યાપારમગ્ન માનવીઓની ને તરડાયેલ ગળાં તાણતી, સૂરજતાપે મેંદીથી ઊલટા જ રંગે રંગાતી કામિનીઓની આ માતૃભૂમિમાં કુદરત કે માનવી, મોર કે કોયલ, નદીઓનાં વહેન કે મંદ મંદ મલય-સમીર-કોઇ કરતાં કોઇ ગાતાં નથી. આંહીં કવિતા નથી, બાર બાર ડિગ્રીના ધૂપે પ્રજ્જવલતું આ કોઇ ડિગપાળનું ધૂપદાન જાણે કે લૂકની વરાળો અને ધૂળના વંટોળા ધમધમાવે છે.

## ખડતલપણું ને ખમીર આપ્યાં

માટે જ શું આ ધરાની માનવસંપત્તિ લોખંડની બનેલી હશે ! કુદી

કુદરતના કરમાંથી બળજબરાઇએ ઝૂંટવીને જીવન પોષવાની તાકાત શું આ ઝાલાવાડી વસ્તીમાં એટલા જ કારણે ધરબાઇ હશે ! સૌંદર્યનો તોટો શું ખડતલપણાએ અને ખમીરે વાળી દીધો નથી ?

હજી તો તાજું જોયેલ અચરજ છે : ઝાલાવાડનાં શહેરી સ્ટેશનો પર ઘોડાગાડીવાળા ભૂખે મરતા હતા. જીન-પ્રેસનો માલિક શેઠિયો વઢવાણથી બોટાદ સુધીના કોઈ પણ શહેરમાં વૈશાખ-જેઠના અગ્નિવર્ષણને કેવળ ખેસના છેડા વડે જ મોં પરથી ખાળતો ધખતા ધોમે ચાલ્યો જાય, કે આગગાડીમાંથી ઊતરતી યૌવના માથે ટ્રંક, કેડયે ‘ચોકો' અને આંગળીએ ‘ચોથી' લગાવીને અધજીર્ણું સપાટભેર ઘર ભણી ચાલી નીકળે એ દૃશ્ય રોજનું હતું. આજે પણ એ ખડતલપણાની સાક્ષી પૂરતા નીરખજો ને !–ઝાલાવાડી સ્ટેશનો પરના ખોખરા ટપ્પા, હાડપિંજર ઘોડા, અક્કેક ઉતારુને પોતપોતાની ભેર ખેંચવા જીકર કરતા ગાડીવાળા, અને એ સૌને ટળવળાવી, ‘પૈસો કાંઇ મફત નથી થાતો' ‘પગ મોકળા થશે !' એવું સંભળાવીને હીંડી નીકળતો અજાઝૂડ ઝાલાવાડી.

૩

ખડતલ અને ખોખરધજ, બાધેડુ ને બરછટ, બઠયોજઠયો અને ત્રાંબા-વરણો : ઝાલાવાડી જો એવો ન હોત તો કુદરત શું એને જીવવા દેત ? રાજકુળો એને જામવા દેત ? કાઠી-કોળીઓની ધાડો એને પાંગરવા દેત ? ફૂલ થઇને જીવવાનું એને માટે નિર્માણ નહોતું. એને તો છૂટકો નહોતો, લોખંડી બન્યા વગર. લોખંડી જ રહ્યા છે એના જીવન-જંગ. સતત ઝૂઝેલ છે એ સંગ્રામો. એણે તો કાળમીંઢાં પાતાળ ફોડીને પાણી કાઢયાં છે પુરુષાર્થનાં.

## સહનશીલ ને લડાયક ખમીર

મહાજનો જોશો તો ઝાલાવાડ જેવાં મજબૂત બીજે ભાગ્યે જ મળશે. બ્રાહ્મણો જોશો તો ઝાલાવાડની માટીમાંથી વધુ પાણીદાર પાકયા છે. એની ભુજાઓ ભેરખા જ માત્ર નથી ફેરવતી, હળ પણ ખેડે છે. જાહેરજીવનમાં ઝાલાવાડી માનવ-સંપત્તિનો તેમ જ દ્રવ્યસંપત્તિનો ફાળો મોખરે લાગશે. ઝાલાવાડનું ખમીર જેટલું લડાયક તેટલું જ સહનશીલ જણાયું છે. નૂતન કાઠિયાવાડના પત્રકારિત્વનો દીવો પણ ઝાલાવાડની જ બુદ્ધિએ ને લક્ષ્મીએ ચેતાવ્યો છે.

વઢવાણુ એ ઝાલાવાડનો વધુમાં વધુ તપતો ટીંબો છે. એ તો છે રા' ખેંગારની રાણી દેવડીનો ટીંબો. એ સોરઠિયાણીનાં શીલ અને સત વઢવાણની માટીને હજુય જાણે તપાવે છે. એ ચિતા હજુ જાણે ઓલવાઇ નથી.

વઢવાણનું રાજવી-કુળ અન્ય ઝાલા-કુળોથી જુદો જ સંસ્કાર દાખવે છે. એ દાજીરાજ, બાલસિંહજી ને જોરાવરસિંહજી—એ ડાહી માના ગાંડા !—એની ગાંડાઇમાં જ ડહાપણ વસતું. મહાજનની—વસ્તીની આમન્યા નથી ઉથાપી એ ગાંડા ગાદીધારીઓએ.

## એનું નામ કુટુંબ-કળો

રાજપ્રજા વચ્ચેનો અણબનાવ એ તો કહેવાય 'કુટુંબ-કળો'! એ તો કહેવાય બાણાંખડખડ: એવાં બાણાં તો વઢવાણમાંયે ખખડયાં હતાં. સ્વ. બાલસિંહજીનું ટાણું: સંવત ૧૯૪૨-૪૪: હાઉસ-સેટલમેન્ટના નવા ધારાનો અમલ કરનાર અમલદારે આમન્યા લોપી. મહાજન હડતાલે ચાલ્યું. વણિકો આજે 'હિજરત' નામે ઓળખાતા એવા રિસામણે ચાલ્યા. હિજરત હિજરત વચ્ચે તો જમીં-આસમાન જેટલા ફેર: ઠેઠ ગવર્નમેન્ટ સુધી કજિયો પહોંચ્યો, વસ્તીએ કંઇક વધુ પડતી કરડાઇ પણ બતાવી હશે, છતાં રાજવીનાં લોચનો-માંથી અમી ન ઓસર્યાં. એણે હલકટ માર્ગો સ્વપ્નેય ન સેવ્યા.

દરબારી ખવાસ કાપડ લેવા ગયો. દુકાનદારે કાપડ તો બતાવ્યું, પણ ભાવ ગજબનો કહ્યો. ખવાસે દરબાર પાસે રાવ કરી. દરબારે કહ્યું કે, 'ભાવ ઓછો લેવાની ફરજ હું કેમ પાડી શકું!'

દરબાર પર કોઇક મતિહીણાઓના કૂડા કાગળો ગયા હશે. દરબારે એ કાગળો મસીદના ચોકમાં લાવી અગ્નિદાહ દેતાં દેતાં કહ્યું ફક્ત આટલું જ કે, 'કજિયાના વખતમાં આવું લખે તેનો દોષ શો?'

ને છેવટે લાંબી લડત પાર પણ કેવી રીતે પડી! પૂનાથી પાછા આવતા દરબારની સામે મહાજન રતનપુર મુકામે ગયું. જાણે કંઇ બન્યું જ નથી એમ એકબીજા મળી ગયા. અગાઉ ફિરોજશાહને બોલાવેલા અને સરકારની દેવડીએ કાગળો પટકેલા તે દી પાર ન પડયું, ને પાર પડયું તે દી ન કંઇ લખાણ થયું કે ન મોઢાનો કરાર થયો. ન ડંખ કે ન કિન્નો સંઘરાયો. એનું નામ કુટુંબ-કળો, એનું નામ બાણાંખડખડ.

વઢવાણના રાજવીકુલના આ સંસ્કારને સુદૃઢ કરનારો આવો જ બીજો વાંધો એ જ રાજ બાલસિંહજીના વખતમાં બ્રાહ્મણો સાથે પડેલ. સંવત ૧૯૫૨માં બારખલી ઓફિસની સ્થાપનાએ બ્રાહ્મણોનાં દિલ ખાટાં કર્યાં. તેમણે પણ સરકારમાં કોલાહલ મચાવ્યો. બ્રાહ્મણોની નોકરીઓ તૂટી ગઇ, લડત બે વર્ષ ચાલી, સમાધાન થયું. તેના પાલનમાં વેરઝેર વર્તાયું નથી.

## પ્રજા–ખમીરના શોખીન શાસકો

૧૯૧૫ પછી કૈંક વાર રાજદ્વારી વાવાઝોડાં મચ્યાં. કૈંક આંધીઓ સોરઠને અડકીને પસાર થઇ. ઠેકઠેકાણે દમનો થયાં, જેલો ભરાઇ, કપટદાવ ખેલાયા, કરપીણ રિબામણીઓ પણ થઇ હશે–એ કશા ન વાયો એક વઢવાણના વહીવટમાં.

રાજવી જોરાવરસિંહજી અને સચીવ ભીમજીભાઇનું વઢવાણ: એજન્સીની છાવણીની ઉઘાડી ભીટ ભોગાવાના સામા જ તીરથી મંડાઇ રહેલી. પણ વઢવાણની પાંખો હેઠળ રાષ્ટ્રીય થનગનાટ બેધડક સચવાયા. સુલક્ષણું ને સુજ્ઞ વઢવાણ સમજતું કે વાવાઝોડાં તો જાણ્યું–ન જાણ્યું કર્યે જ વહેલાં વિદાય લે છે, ને કદાચ મૂકી જશે તો ખમીરનાં થોડાં પાણીબિન્દુઓ જ ને! પ્રજાખમીરના શોખીન શાસકોને લોક–મર્દાઇ વધે તેની ચિંતા નહોતી.

લીંબડી–હિજરતની બળતી સગડીને તો એક વઢવાણ જ પોતાને આંગણે ઉતરાવે અને જતન કરે. ધ્રાંગધ્રાના દીવાન માનસિંહજીએ પોતાના કુલફૂલાં જાળમાં દાઢમાં લીધેલ મોહનલાલ સંઘવીને સારુ તો સ્વ. જોરાવરનું વઢવાણ માનું પેટ બન્યું હતું. માટે જ સત્યાગ્રહના મોરચા બીજે બધે સાંભળ્યા, નહિ એક વઢવાણને ટીંબે.

લોકઆમન્યા લોપાઇ ગઇ હશે એકાદ વાર–તો તેની માફી માગવાની ઉદાર ખેલદિલીયે એક વઢવાણના શાસક જ બતાવી શકે–આંખને એક ખૂણેય કિન્નાનો ટશિયો ન આણે, એ તો વઢવાણના ઝાલાની જ દિલગજાઇ.

સાવજો જ સમજી જાણે કે કેસરીનાં શાસન તો સાવજ–બચળાંને માથે જ શોભે છે. બચાડાં મેંઢાં–બકરાં પર નેજા ફરકાવવામાં શો સ્વાદ છે?

## મોતીનું–માટીવટનું પાણી

એ રાજઆમન્યા, મહાજન–આમન્યા, કુલઆમન્યા અને સતી સોરઠિયાણીની આમન્યાએ ઘડેલી વઢવાણની ધરતીને ધાવીને કૈંક પાકયા નકીલો ને

બૅરિસ્ટરો, તબીબો ને વિદ્વાનો, અધ્યાપકો ને ઉદ્યોગપતિઓ, વ્યાપારવીરો ને સિવિલિયનો—તેઓ બધા પાક્યા ને પ્રકાશ્યા, આગલી હરોળ તેમણે બાંધી. પાણીનો એ પ્રતાપ. પાણી એટલે હાઇડ્રોજન—ઓક્સિજનનું બનેલું પ્રવાહી નહિ, પણ મોતીનું—માટીવટનું પાણી.

એ પાણી પીને પાક્યા મોતીભાઇ મેરાઈ, ચમનભાઇ વૈષ્ણવ અને ફૂલચંદ યોગી.

બાખાબોલા ને તડફડ કરનારા : શબ્દસંયમી ને હઠાળા : વચનપાલક ને તૂટી મરનારા : કટકા કરનારા ને કટકા થઇ જનારા. બરથડ લાગે—પણ ઉપલક જોનારને ! માંહીં નિહાળો તો માયા—મમતાના ધરા ભરેલા. કલાવિહીનો દેખાય, પણ તેમનું કલાવિધાન તો ભીતરનાં પડો પર થયું હતું.

## સંસ્કાર—ચૂંદડીની ફૂલ—વેલ્યો

વઢવાણ એટલે સૌરાષ્ટ્રના નવયુગનો માણેકથંભ. વઢવાણની માનવ—પ્રતિભાને પ્રકાશિત કરનાર મહાજનાદિની પરંપરાને જેટલો જશ ચડાવો, તેટલો જ જશ, સૌરાષ્ટ્રવાસીઓ ! એ ડાહી માના બેટડાઓની રાજવી—પરંપરાને પણ ચડાવજો, એના અમાત્યોએ સાચવેલી પરંપરાને પણ ચડાવજો. ફૂલચંદ-ભાઇ, ચમનભાઇ ને મોતીભાઇ, એ તો આ પ્રજાકુળ અને આ રાજવંશનાં જ ગૌરવ ગાતાં જીવનચરિત્રો છે. બાંધણી—મશહૂર વઢવાણની સંસ્કાર—પરંપરા-રૂપી ચૂંદડી પર આ તો ત્રણ ફૂલવેલ્યો અંકાઇ છે. એ તો 'પડી પટોળે ભાત્ય' છે: કાપડ ભલે ફાટે, ભાત્ય ન ફાટે.

ધનતેરશ : ૧૯૯૭<br>રાણપુર. ૧૮—૧૦—૪૧

ઝવેરચંદ મેઘાણી

# અનુક્રમણિકા

# કર્મયોગી મોતીભાઈ મેરાઈ



જન્મ
ચૈત્ર, વદ ૧૦, ૧૯૪૪

મૃત્યુ
માગશર, વદ ૪, ૧૯૭૪

योगः कर्मसु कौशलम्

# કર્મયોગી મોતીભાઇ મેરાઇ

## જીવનવૃત્તાંત

લગભગ ઇ. સ. ૧૯૧૨–૧૩નો સમય. બ્રિટિશ હિંદમાં એ સમયે લોકમાન્ય તિલક અને ગોખલેજીનો પ્રભાવ તપતો હતો. ગાંધીજી હજી કાઠિયાવાડમાં આવ્યા ન હતા. હિંદવ્યાપી કોઇ ચળવળ પણ ચાલતી ન હતી. એવે સમયે કાઠિયાવાડમાં તો જાહેરજીવન જેવું નામ પણ શેનું હોય? જાહેરસેવામાં પણ કોઇ ભાગ્યે એ વખતે સમજે. જાહેરજીવનથી આવા અજ્ઞાત કાઠિયાવાડના વઢવાણ શહેરમાં મોતીલાલ નામે એક યુવાન દરજી પોતાના પિતા પરસોતમ પરમારની પેઢીએ દરજીકામ શીખીને, આજે જ્યાં વઢવાણમાં મોતીચોક છે ત્યાં નાની એવી હાટડી માંડીને દરજીકામ કર્યા કરતો હતો. વઢવાણ શહેરમાં આવેલી શામજી પંડ્યાની ધૂડી નિશાળમાં એણે માત્ર ત્રણ જ ગુજરાતીનો અભ્યાસ કર્યો હતો. ગામમાં જ એનું લગ્ન થયું હતું.

આ મેરાઇ યુવક કાયમ સાંજ પડયે માતાપિતાને ભજનો સંભળાવે અને રાતે કલાકો સુધી પગ દાબ્યા કરે. આખો દિવસ માતાપિતાની બીજી સેવા પણ એ કર્યા કરે. માતાપિતાનો બોલ કદી ઉથાપે નહિ.

એક વખત એમનાં મા શિયાણીપોળે શાક લેવા ગયાં હતાં. અચાનક એક ભેંસે દોડતાં આવીને તેમને સખત લગાડયું. માર એટલો બધો સખત હતો કે મા ત્યાં જ બેભાન થઇ ગયાં. કોઈકે આ ખબર મોતીલાલને દુકાને પહોંચાડયા. ખબર સાંભળતાં વેંત

તરત જ દુકાન બંધ કરીને એ મા પાસે પહોંચ્યા અને ઘેર લાવ્યા. માનાં પાટાપીંડી અને શેકથી માંડી બધી જ સેવા બીજાં હતાં છતાં પોતે જ ઉપાડી લીધી. મા જ્યાં સાવ સાજાં થઈને હરતાં ફરતાં ન થયાં ત્યાં સુધી એમણે દુકાન પણ ન ઉઘાડી.

ઝાલાવાડ આસપાસના પ્રદેશમાં સ્ત્રીઓ કાલાંના ઘડા ઘેર લાવીને ફોલે છે અને તેમાંથી નાની સરખી કમાણી કરે છે. મોતીલાલનાં માતાપિતા ખાધેપીધે સુખી હતાં. છતાં એક વખત એમનાં મા કાલાંની ગાંસડી ફોલવા ઘેર લઇ આવ્યાં. મોતીલાલને આ વાતની ખબર પડતાં તેણે કહ્યું કે 'હું બેઠાં તમારે કાલાં ફોલવાં પડે ?' અને તરત એક ઉપવાસ પણ કરી નાખ્યો. મા સમજી ગયાં ને કાલાંની ગાંસડી પાછી આપી આવ્યાં. ફરીથી મોતીલાલ જીવ્યા ત્યાં સુધી મા કાલાં ન લાવ્યાં.

આવી રીતે શ્રવણની જેમ માતાપિતાની સેવામાં ખડે પગે રહેનાર મોતીલાલ, પોતાની પત્ની માતાપિતાની સેવામાં ખામી બતાવે કે ઝગડો કરે તો મારપીટ પણ કરે. માતાપિતાની સેવા અર્થે પત્નીને મારવામાં એક અન્ય અનુચિત કાર્ય થાય છે એવી પણ એને ખબર ન હતી !

જેવો એનો પિતૃપ્રેમ હતો તેવો જ એનો કુટુંબપ્રેમ પણ હતો.

મોતીલાલના મોટાભાઇ એમના બાપાથી જુદા થયેલા. પાછળથી એમને ઘરનાં ઘર ચણાવવાનું મન થયું, પણ પૈસા વગર શાનાં ચણાવે ? મોતીલાલના પિતા પાસે ઠીક પૈસા હતા, પણ તે જુદા થયેલ પુત્રને પૈસા આપવા તૈયાર ન હતા. મોતીલાલને આ વાતની ખબર પડી. તેમણે બાપાને સમજાવ્યા કે જુદા થયા તો પણ એ તમારા દીકરા છે. તમારી પાસે પૈસા છે, તો શા માટે નથી આપતા ? પૈસા ખૂટી જશે તોયે રળનારો તો હું બેઠો છું. પણ પૈસા આપવાનું બાપાનું મન ન થયું. મોતીલાલે ઉપવાસ શરૂ કર્યા. ત્રીજે દિવસે પિતાએ મોટાભાઇને પૈસા આપ્યા અને મોતીલાલના ઉપવાસ છૂટયા.

આ દરજી યુવક મોતીલાલ નાનપણમાં રામાયણ—મહાભારત વાંચતા અને સાધુસંતોની સેવા કર્યા કરતા. એને ભજનો સાંભળવાનો ભારે શોખ હતો. દૂર દૂરના ગામમાં કોઇ ભજનિક આવેલ હોય તો તેમનાં ભજન સાંભળવા એ રાતોરાત ઊપડે અને કેટલીયે રાત સુધી એમનાં ભજન સાંભળ્યા કરે અને સાધુ મહારાજની સેવાપૂજા કર્યા કરે. સાધુસંતોની આવી સેવા અને ધર્મધ્યાન તેના કુટુંબમાં પેઢી દર પેઢી ચાલ્યું આવતું હતું. ધર્મધ્યાન અને સાધુસેવા એના વારસાગત સંસ્કાર હતા; એમાં કાંઈ વિશિષ્ટતા ન હતી. સંતોની સેવા કરવી એવા સંસ્કાર દરજીકોમમાં પણ જૂના છે. એ કારણે આપણે ત્યાં 'દરજી ભગત' એ શબ્દ રૂઢ થઇ ગયો છે. મોતીલાલ પણ સંતોની સેવાપૂજા વધારે કરવા માંડયા અને લોકો એને પણ 'દરજી ભગત'ના નામે ઓળખવા લાગ્યા.

કોઇ પણ પ્રકારની સેવા કરવી તો પૂરેપૂરું ચિત્ત દઇને કરવી એવી કર્તવ્યનિષ્ઠા આ યુવાન 'દરજી ભગત'માં પડી હતી. એ નિષ્ઠા સાથે એને આત્મિક ઉન્નતિની અને મોટા સાધુસંતો જેવું જીવન ગાળીને મોક્ષ મેળવવાની લે લાગી અને તેણે સાધુસંતોની સેવા પાછળ ચિત્તને વિશેષ રોકવા માંડયું. એણે છૂટે હાથે સાધુસંતોને પોતાને ત્યાં જમાડવા માંડયું. ઘરનો ધંધો રઝળવા દઇને પણ એમની સેવામાં તેણે સમય પસાર કરવા માંડયો. એની સંત—સેવા વધતી જ રહી. પ્રથમ તેઓ સાધુસંતોની સેવા પાછળ થોડો સમય રોકતા. પણ હવે તો આર્થિક આવકનેય અવગણીને સેવાકાર્ય કરતા આ પુત્ર સામે માતાપિતાએ વાંધો લીધો, પણ મોતીલાલ પોતાના માર્ગમાંથી ન ચસ્યા. સાધુસંતો કહે એ પ્રમાણે ધર્મધ્યાન અને દાન વગેરે એ વધારે વધારે કરવા લાગ્યા.

સંતસેવાથી ધીમે ધીમે એમાં ફેર પડતો ગયો અને પત્ની માબાપને મનમાન્યું ન રાંધી આપે તો પોતે રસોઇ કરવા બેસી જવા માંડયું. સાધુસંતોની સેવામાં ઘરનું હિત ન વાંછનાર પતિ આડે એની પત્નીએ આવવા માંડયું અને સાધુઓને રાંધી રાંધીને ખવરાવી

દેવા સામે વાંધો લેવા માંડયો. આથી એણે વધારે રાંધવાનું ન કહેતાં, શાંતિથી પોતાના ભાણામાં આવેલ રોટલો અર્ધો પોતે ખાઇને અર્ધો સાધુસંતોને આપી દેવા માંડયો. ધર્મપુસ્તકના વાંચનમાંથી આ ગાંડાઇ આવી છે એમ માનીને પત્નીએ વાચનમાં વાંધો લીધો એટલે એણે નકામો કજિયો ન વહોરવાની ઇચ્છાથી અર્ધી રાત્રે ઊઠીને, મેડા પર ચડીને, ટમટમ દીવડી સળગાવીને, એક અંધારખૂણામાં બેસીને, પોતાનું ધર્મ-વાચન ચાલુ રાખ્યું. સંચે બેઠાં કામ કરતાં ઘણો સમય મળતો. એ સમયે તો કોઇ વાંધો લે તેમ ન હતું, તેથી સીવતાં સીવતાં અખો ભગત, તુલસીદાસ અને કબીરની સાખીઓ યાદ કરવા માંડી અને સાખીઓનું સતત રટણ આદરી દીધું. પોતે પણ ભાંગીતૂટી સાખીઓ જોડવા માંડયું.

ધીમે ધીમે એનામાં સાદાઇ તથા અન્ય તપશ્ચર્યા વધવા માંડી. પોતાનું ભોજન એણે તદ્દન સાદું કરી નાખ્યું અને દેહદમન અર્થે જોડા પહેરવા છોડી દીધા. સવારસાંજ નિયમિત પાઠપૂજા કરતા તેમાં વધારો થયો અને કયારેક મોડી રાત્રે, તો કયારેક અર્ધી રાત્રે, તો વળી કયારેક વહેલી સવારે ઊઠીને ધ્યાન ધરવા લાગ્યા.

એક દિવસ પડોશણે આવીને એમનાં માને કહ્યું : ‘ માજી, આજ રાતે તો મેં મોતીના ઘર માથે કોઇને બેઠેલું જોયું. હું તો બીકની મારી ઘરમાં ગરી ગઇ. ’

માએ હસતાં હસતાં જવાબ આપ્યો : ‘ બાઇ ! એ તો મારો મોતી જ હશે. મોડી રાતે છાપરે ચડીને છાનોમાનો પ્રભુનું ધ્યાન ધરે છે.’

પત્નીના કંકાસમાંથી છૂટવા કે તદ્દન એકાંત શોધવા મોતીલાલ ખૂણાના છાપરે બેસીને પ્રાર્થના કર્યા કરતા. આ રીતની પ્રાર્થના જીવ્યા ત્યાંસુધી એ કરતા રહેલા. એમનાં ઘણાં આડોશીપાડોશીએ આ દૃશ્ય નજરે જોયેલ છે અને તેઓ હજીયે યાદ કરીને કહેતાં હોય છે.

એક દિવસ સવારમાં એ પૂજા કરતા બેઠા હતા. તેવામાં તેમની

પાસેથી એક સાપ નીકળ્યો. સાપ તો પાસે આવીને એમના ખોળા પર ચડવા માંડયો. મોતીભાઇ તો એમ ને એમ શાંત ચિત્તે પ્રાર્થના કરતા બેઠા રહ્યા. એમના ખોળા પર સાપને ચડતો જોઇને એમનાં મા બૂમ પાડતાં બોલી ઊઠયાં: 'અરે મોતી, મોતી! તારા ખોળા પર એરુ ચડે!'

મોતીલાલે જવાબ આપ્યો: 'મા, આપણે એને તેડવા નહોતાં ગયાં. આવ્યો હતો તેમ એની મેળે ચાલ્યો જશે.'

સર્પ ચાલ્યો ગયો, મોતીલાલની પ્રાર્થના પણ એમ ને એમ જ ચાલુ રહી.

પોતાના આત્માની ઉન્નતિ માટે આવા આવા ઉપાયે ધીમે ધીમે આગળ વધતા જતા યુવાન મેરાઇ મોતીલાલ વિશેષ સમય મેળવીને ધર્મપુસ્તકોના ઊંડા વાચનમાં ઊતરવા લાગ્યા. જેમ જેમ એ વધારે વાંચવા લાગ્યા તેમ તેમ એની સામે જાતજાતના કોયડા ઊભા થવા લાગ્યા. શુભયોગે એ સમયે લીંબડીના એક મથુરાદાસ નામે વયોવૃદ્ધ અને ચમત્કારી ગણાતા સાધુના પરિચયમાં એ આવ્યા. એ સાધુ પાસે પોતાના મનમાં ઊભા થતા કોયડા એ રજૂ કરવા લાગ્યા અને સાધુ એના કોયડાનો ઉકેલ બતાવતા ગયા. એમની સલાહથી મોતીલાલ ધીમે ધીમે દુઃખી લોકોની સેવા કરવા તરફ વધવા લાગ્યા. દીનદુઃખિયાંને મદદ કરવાનું એનું વલણ વધતું ચાલ્યું. માત્ર માતાપિતા અને કુટુંબપ્રેમમાં રોકાયેલું એનું મન આડોશીપાડોશીઓની સેવા કરવા તરફ વળતું ગયું. કોઈને કાંઇ ચીજ લાવી આપવી, કોઇને થોડીઘણી મદદ કરવી, કોઇ માંદું પડે તો તેની જાતે સારવાર કરવી—એમ તેની સેવા વધવા લાગી.

આ દરમિયાન મોતીલાલના હાથમાં રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદનાં પુસ્તકો આવ્યાં. જનસેવા ઉપદેશતાં રામકૃષ્ણ પરમહંસનાં અને દેશભાવનાથી ભરપૂર સ્વામી

વિવેકાનંદનાં પુસ્તકોમાંથી એને ધર્મનું એક વિશાળ સ્વરૂપ સમજાયું કે ધર્મ એકલી પોતાની જ આત્મિક ઉન્નતિમાં જ સમાઇ જતો નથી. આસપાસનું જગત ગુલામી અને દારિદ્રયમાં સબડતું હોય ત્યારે એકલો માણસ પોતાની મુક્તિ માટે પ્રયત્ન કરે એમાં તો સ્વાર્થ છે. આ એક નવા સત્યે એનામાં મનોમંથન જગાવ્યું. દિવસો સુધી એ મૂંઝાતા ને વિચાર કરતા રહ્યા. નવાં સત્યને એણે પોતાના વિચારોની સરાણે ચડાવ્યાં. માત્ર સાધુસંતોની અને ગરીબગુરબાની સેવામાં બધું નિહાળનાર એ યુવાન સામે સેવાની વિશાળ ભાવના દેખાવા માંડી. સમસ્ત જનસમાજની સેવામાં પરમાત્મદર્શનનો સાચો રાહ છે એમ એના મનને લાગતું ગયું. એની આ નવી વિચારણામાં લીંબડીના પેલા સાધુએ સહાનુભૂતિ દર્શાવી એટલે તો મોતીલાલે તરત જ એવી સેવા કરવાનું નક્કી કરી લીધું. સંચે સીવતાં સીવતાં ધર્મની સાખીઓ રચતા એ દરજીના મનમાં સેવાનું આ સ્વરૂપ કેવા ઘાટ લઇ રહ્યું હતું તેનો આછો ખ્યાલ, એ સમયે એમણે રચેલા એક ભાંગ્યાતૂટયા ભજનમાં મળી આવે છે :

એવો રે અવસર ક્યારે આવશે,
ક્યારે ફેડીશ બંધુ કેરાં દુ:ખ જો,
રોતા રે બંધુનાં ફેડી દુ:ખડાં,
ક્યારે મળશે એવો ઉત્તમ યોગ જો. —એવો રે—

* * *

સર્વ જગતને પરમેશ્વર રૂપે ગણી,
તેને હું સેવીશ દિન ને રાત જો. —એવો રે—

આ રીતે સેવાનું ક્ષેત્ર વિશાળ થતાં સાધુસંતો પાછળ દિવસો ને રાતો સુધી રખડવાની જે અખૂટ તમન્ના અને કર્તવ્યનિષ્ઠા એનામાં હતી તે તેણે પૂરા વેગથી જનસેવાના આ નવા પ્રયાણમાં વાપરવા માંડી.

એમની આ તમન્ના એમના પેલા ભાંગ્યાતૂટયા ભજનની છેલ્લી કડીમાં જ મળી આવે છે કે :

જે જે કાર્ય કરતાં આવે મુશ્કેલીઓ,
ધરો તે સામે અગાધ આત્મિક જોમ જો;
તે બળના પ્રકાશે વિજયદર્શન થશે,
'મોતી' મનમાં નિશ્ચય કરીને માન જો. —એવો રે–

એમણે તરત જ પોતાને સૂઝયું એમ વિધવિધ માર્ગોથી જનસેવા શરૂ કરી દીધી. સેવાના આ નવા પથે એ વળ્યા ત્યારે માંડ એમની ઉંમર ૨૬ વર્ષ આસપાસ હશે.

પુસ્તકો વાંચતાં વાંચતાં એમને લાગ્યું કે લોકોનું અજ્ઞાન ફેડવા માટે વિશાળ સારા વાચનની જરૂર છે. તરત જ તેમણે પોતાની હાટડીમાં ૧૦–૧૫ પુસ્તકો વસાવ્યાં. પોતાની દુકાને આવી બેસનારા મિત્રવર્ગને તથા આજુબાજુવાળાને વાતો કરીને એ પુસ્તકો વાંચવા આપવા લાગ્યાં. એમની આસપાસ વાચન વધવા માંડયું.

એમનું ધ્યાન યુવકો પર ગયું. એમને થયું કે યુવકો એ દેશનું પરમ ધન છે. એની શક્તિ જો નાંગળવામાં આવે તો એમાંથી સુંદર કાર્યો ઉપજાવી શકાય. એવો એમને ખ્યાલ આવતાં વેંત પોતાની દુકાન પાસેથી પસાર થઇને શાળાએ જતા કોઇ પણ યુવકને બોલાવવા લાગ્યા. પોતાની દુકાને એને બેસારીને એની સાથે થોડી વાત કરીને પુસ્તક વાંચવા આપવા માંડયું. યુવક પુસ્તક વાંચીને પાછું આપવા આવે ત્યારે તેને પોતાની દુકાને બેસારે અને શું વાંચ્યું એ વિષે તેને સાથે સંચો ચલાવતાં ચલાવતાં ચર્ચા કરે. ભાવપૂર્વકની આવી મીઠાશભરી તથા રસ્તો બતાવતી એમની ચર્ચાઓથી ધીમે ધીમે પુસ્તકો વાંચનારા યુવકો વધતા ચાલ્યા. છઠી–સાતમી અંગ્રેજીમાં ભણતા તથા મેટ્રીક પસાર કરી કોલેજમાં પ્રીવિયસ કે ઇન્ટર ભણતા કોલેજિયનો પણ આ ત્રણ ગુજરાતી ભણેલાં દરજી તરફ આકર્ષાતા થયા. રોજ આ યુવકો તેમની દુકાને આવીને બેસવા લાગ્યા. યુવકોને એમની વાતોમાં કોઇ આકર્ષક નવીનતા દેખાવા માંડી. મોતીભાઈ સંચો ચલાવતાં ચલાવતાં કે સાંજે ફરવા

જતાં તેમને બ્રહ્મચર્ય, સાદાઇ, જ્ઞાન માટે વિશાળ વાચન સેવા વગેરે વિષે સાદી વાતો દ્વારા જ્ઞાન આપવા માંડયા અને યુવાનો મોતીલાલ કહે તે કરવા લાગી ગયા. આમ થોડા સમયમાં તો એમની આસપાસ જીવન વિષે વિચાર કરતી અને એને આચારમાં મૂકવા પ્રયાસ કરતી એક થનગનતી યુવકટોળી ઊભી થઈ ગઈ. આઠ-દસ માસ પહેલાં સાધુ-સંતોની સેવા કરનાર મોતીભગત, યુવકટોળીને દોરવનારા 'મોતીભાઈ' થઇ ગયા.

પુસ્તકાલય વિશાળ બનાવવા માટે મોતીભાઇએ ઇચ્છા વ્યક્ત કરી કે તરત જ યુવકોએ પોતપોતાનાં પુસ્તકો હાજર કરી દીધાં. ગામનાં માણસો પાસે પણ તેમણે પુસ્તકોનું ઉઘરાણું કર્યું અને એક જાહેર પુસ્તકાલય શરૂ કર્યું. એનું નામ 'ફ્રી લાયબ્રેરી' પાડયું. મોતીલાલ જેમ મંદિરે નિયમિત જતા, એવી જ રીતે પુસ્તકાલયે પણ નિયમિત આવવા લાગ્યા. હાથે જ પુસ્તકાલયને વાળેચોળે અને સુઘડ રીતે પુસ્તકાલયની ગોઠવણી કરે. નવરાશને વખતે પુસ્તકો સાંધેસુંધે અને ગાર ઊખડી જતાં હાથે જ ઓરડામાં ગારગોરમટી કરે. યુવકો પણ એમાં સાથ આપતા હતા.

મોતીભાઈ યુવકોને આવી અન્ય બાબતોમાં દોરવતા અને હાઇસ્કુલ-કોલેજમાં ભણતા આ યુવકો તેમની પાસે તિલક મહારાજ અને ગોખલેનાં જીવન લઈ આવતા અને વાંચતા. ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની વાતો પણ તેઓ મોતીભાઇ પાસે કરતા. મોતીભાઇને એમાં રસ પડવા માંડયો અને એમનું રાષ્ટ્રીય વાચન પણ ધીમે ધીમે વધતું ગયું.

'એક સુશિક્ષિત માતા સો શિક્ષકની ગરજ સારે છે' એ સૂત્ર મોતીભાઇને હાથ લાગ્યું અને એમણે-સ્ત્રી કેળવણી પર લક્ષ દોડાવ્યું. તરત જ તેમણે સ્ત્રીયોપયોગી પુસ્તકો એકઠાં કર્યાં અને પોતાની દુકાન પાસેથી પસાર થઇને દેરાસર જતી જૈન યુવતીઓને એ પુસ્તકો આપવા માંડયા. યુવતીને બે ઘડી દુકાને ઊભી રાખીને પુસ્તકનું

તાત્પર્ય પણ તે સંભળાવે. વઢવાણના જૂનવાણી માનસના એ સમયના વડીલો પણ મોતીભગતની સત્યનિષ્ઠાના જાણકાર હોઇ, કોઇએ તે સામે વાંધો ન લીધો. મોટાં બેનોમાં વાચન–પ્રચાર કરવા માટે એમણે પોતાને ત્યાં આવતા યુવકો દ્વારા પુસ્તકો મોકલવા માંડયાં.

પણ મોટાં બહેનોમાં વાચનપ્રચાર કરવા માટે તો પ્રથમ અક્ષરજ્ઞાન જોઇએ. અક્ષરજ્ઞાન આપવાની શરૂઆત તેમણે પોતાના ઘરથી કરી. એમનાં માજી કાંઇ ભણેલાં નહિ. તેમને મોતીભાઇએ ખાસ વખત કાઢીને ઘેર ભણાવવા માંડયાં. થોડા વખતમાં ઘરડાં માને પહેલી ચોપડી વાંચતાં પણ આવડી ગઇ.

સ્ત્રીઓમાં આ રીતે કામ કરતાં એમની નજરે કેટલીયે અસહાય વિધવાઓ અને ડોશીઓ દેખાઇ. એમણે પોતાને ખર્ચે સૂતર અને ઊનનાં ભરતગૂંથણ આવી સ્ત્રીઓ પાસે કરાવવાં શરૂ કર્યાં અને તેમને થોડીઘણી રોજી આપવાનો માર્ગ કાઢયો. આવાં કેટલાંયે બહેનો એમની પાસેથી નિયમિત કામ લઇ જતાં અને પેટ જોગું કમાઇ લેતાં. આ રીતે તૈયાર થયેલું કેટલુંયે ભરતગૂંથણ એમના ઘરમાં વર્ષો સુધી પડયું રહેલું.

ગોસેવા કરવામાં દરેક હિંદીનો પરમ ધર્મ છે એમ તેમને સમજાયું. તરત જ એ 'જ્યાં સુધી ગાય ન મળે ત્યાં સુધી ન ખાવું' એવું વ્રત લઇને ઉઘાડે માથે ને ઉઘાડે પગે આસપાસનાં ગામડાંમાં ગાય વેચાતી લેવા નીકળી પડયા. ઘરને આંગણે ગાય બાંધી ત્યારે જ ભોજન લીધું. ગાય પ્રત્યે પણ કેવો પ્રેમ! શિયાળામાં ગાય માટે છાપરું બાંધવાનું હતું તે થઇ શકયું ન હતું તેથી તેમણે પણ ફળિયામાં ગાયની જ પડખે ખાટલો ઢાળ્યો. ગાયને ટાઢ વાતી હશે ધારીને એમણે અર્ધી રાત્રે પોતાનું ગોદડું ગાયને ઓઢાડી દીધું. પોતે સવાર સુધી ઓઢયા વિના ટાઢમાં થરથરતા સૂતા રહ્યા.

પ્રજામાં કામ કરવા માટે યુવકોને કેળવવા જોઇએ એમ તેમને લાગ્યું. તરત જ તેમણે પોતાની પાસે આવનારા યુવકોને દેશસેવકોની રીતે

ઘડવા માંડયું. દેશસેવા કરવાની ઇચ્છા સેવનાર યુવકોનાં શરીર મજબૂત હોવાં જોઇએ એટલે તેમણે પોતાની આસપાસ ટોળે વળેલાં યુવકોને લાઈબ્રેરીએ સૂવા બોલાવ્યા અને વહેલી સવારે ગામ બહાર લઇ જઇને ધા ફેંકવા, દોડવું, તારવું, નિશાનો તાકવાં વગેરે કસરત કરાવવા માંડયું. કસરત કરાવ્યા બાદ પૌષ્ટિક ખોરાક આપવા સીધા પોતાને ત્યાં લાવીને, ઘેર રાખેલી ગાયનું દૂધ યુવકોને પાવા માંડયું. ચમનભાઇ વૈષ્ણવ, શિવાનંદજી, ડાહ્યાલાલ જાની, વજુભાઇ દવે, પ્રાણજીવન આચાર્ય–આ બધા એ ટોળીના યુવકો હતા.

વઢવાણ જેવી મરુભૂમિમાં પાણીનો કેટલો ત્રાસ હોય છે એ તો ત્યાં વસનારી પ્રજા જ જાણે છે. આજ કરતાં એ સમયે તો જળાશયો ઓછાં હતાં એટલે મુશ્કેલી વિશેષ હતી. મોતીભાઇની નજરમાં જળાશયોની હાડમારી તો સાધુસેવા કરતા ત્યારથી હતી જ. પાસે યુવકોનું જૂથ થતાં તેમણે એ કામ આરંભી દીધું. ખરા ઉનાળે ને બળબળતે બપોરે, યુવકો સાથે એ ભોગાવાના પટમાં વીરડા ગાળવા જતા અને સાંજ પડયે કેટલાયે વીરડા ગાળીને પાછા આવતા. વઢવાણની આસપાસ જ્યાં જ્યાં વાવ કે કૂવા હોય તેના ગાળ કાઢવા માટે તે યુવક–ટોળી સાથે, યુવકોને શાળામાં રજા હોય તે દિવસે સવારથી સાથે દાળિયાગોળનો નાસ્તો બાંધીને પહોંચી જતાં. કોઇ કૂવામાંથી પાણી ચાલ્યું ગયું હોય તો સાથે છીણી, ઘણ, હથોડા, બકડિયાં, રાંઢવાં, તગારાં વગેરે લેતા જાય. અને જાત–મહેનતથી, ઘણના ઘાથી પથરા તોડીને કૂવાની સરવાણીઓ સજીવન કરી આવતા. કદી મજૂરી ન કરી હોય તેવા સુંવાળા વર્ણના આ યુવકોના થાકને એ હસાવી રમાડીને તથા ઘેર આવીને ભાવથી જમાડીને ઉતારી નાખતા. બીજે અઠવાડિયે કયાંયે વાવકૂવા તોડવા જવાનું હોય તો યુવકો બમણા ઉત્સાહથી તૈયાર થઇ જતા.

આસપાસનાં પુરાઈ ગયેલાં કેટલાંયે જળાશયો એમના આવા પ્રયાસથી સજીવન અને વહેતાં થઇ ગયાં. આજે પણ

વઢવાણની અને આસપાસનાં ગામડાંની જનતા મોતીભાઇને એ માટે યાદ કરે છે.

એમની નિયમિત થઈ ગયેલી આ યુવક–પ્રવૃત્તિમાં કોઇને પોતાના દીકરાઓને બગાડી મૂકવાની ગંધ પણ આવી. કોઈ કોઇએ વિરોધ પણ કરવા માંડયો. એક વખત તેઓ 'કાનેટી' હનુમાનનો કૂવો ખોદવા ગયેલા. એમની ટોળી સાથે એક ચારણનો છોકરો પોતાની મેળે આવેલો. એના પિતાને લાગ્યું કે પોતાના પુત્રને બગાડનાર આ 'ટોળો' છે. કૂવા ખોદવાનું કામ કરીને સાંજે એ ટોળી ગેલ કરતી આવતી હતી. તેની રાહ જોતો ચારણ યુવાનનો પિતા રસ્તામાં આડો રાંપ લઇને બેઠો. મોતીભાઈ પાસે આવ્યા કે તેણે ગાળોનો વરસાદ શરૂ કર્યો, પણ મોતીભાઇ કાંઈ ન બોલ્યા. ચારણ ખિજાયો અને રાંપ લઇને મોતીભાઇને મારવા દોડયો. ટોળીનો એક કદાવર યુવક ચારણના હાથમાંથી રાંપ આંચકીને સામો મારવા તૈયારી કરતો હતો, પણ મોતીભાઇએ એ યુવકનો હાથ ઝાલીને અટકાવી રાખ્યો. ચારણ શાંત પડીને ચાલ્યો ગયો. આ વાત ગામમાં ફેલાતાં મોતીભાઇનું માન વધી ગયું.

આમ ધીમે ધીમે મોતીભાઇની બહારની પ્રવૃત્તિ વધવા માંડી. આ પ્રવૃત્તિને જ પોતે ધર્મકાર્ય માનતા હતા તેથી વધારે ને વધારે સમય એ પ્રવૃત્તિ પાછળ આપવા માંડયા. પણ વધારે સમય આપવા જતાં દુકાનનું કામ થઈ શકતું ન હતું.

મોતીભાઇને થયું કે 'આખો દિવસ દુકાને બેસી સંચો શા માટે ચલાવવો જોઇએ? મારી જરૂરિયાત આટલી બધી કયાં છે?' જીવન તો ધીમે ધીમે સાવ સાદું કરી નાખ્યું હતું. તેમણે પોતાની જરૂરિયાત રૂપે માસિક રૂ. ૧૫ નક્કી કર્યા અને રોજના આઠ આના કમાયા બાદ દુકાન બંધ કરીને જનસેવાની પ્રવૃત્તિ કરવાનું વ્રત લીધું. આઠ આનાનું કામ થાય એટલે મોતીભાઈ દુકાન બંધ કરી દે. પોતે સિલાઈકામ સારું જાણતા એટલે મોટે ભાગે બે ત્રણ કલાકમાં જ

આટલું કમાઈ લેતા. કામ પૂરું થાય કે તરત જ પુસ્તકાલયે ચાલ્યા જાય અથવા અન્ય કામ ઉપાડી લે. આ નિયમની સામે માતા–પિતા તથા પત્નીએ જબરો વાંધો ઉઠાવ્યો પણ એ પોતાનો નિયમ પાળવામાં અડગ રહ્યા. વૃદ્ધાવસ્થામાં તેમનું કે બાળકોનું શું થશે એમ કોઈએ કહેતાં તેમણે કહેલું કે 'પ્રભુ સૌને જરૂર જોગું આપી રહે છે. પ્રભુની ઉપરવટ જઈને આવી બધી ચિંતા કરવાવાળા આપણે કોણ ?'

દેશના આવા મોટા દારિદ્રયનો નાશ એમને સ્વદેશીમાં દેખાયો અને તરત જ એમણે મિલનું કાપડ પહેરવાની શરૂઆત કરી. યુવક–મિત્રોને પણ મિલનાં કપડાં પહેરાવવા માંડયાં. પણ મિલના કાપડમાં તો સૂતર પરદેશી આવે; સૂતર પણ સ્વદેશી જ જોઈએ. એટલે એમણે બગસરાથી વણકરોએ દેશી સૂતરમાંથી તૈયાર કરેલાં વેજાં ધોતીજોટા, સાફા, સાડલા, પાઘડી, ધાબળા વગેરે મંગાવવા માંડયાં અને સ્વદેશીના પ્રચાર અર્થે પોતાની દુકાનમાં જ રાખીને વેચવાની વ્યવસ્થા કરી.

બગસરાથી લાંબો વખત સુધી માલ મંગાવ્યા કરવો એ ઠીક નહિ એમ લાગવાથી એક વણકરને બોલાવીને પોતાને ત્યાં જ શાળ મંડાવી અને ઘેર જ ધોતીજોટા, રૂમાલ, વેજાં વગેરે વણાવવાં શરૂ કર્યાં. ગાંધીજી હિંદમાં આવ્યા ત્યારે હજી એમને ખાદી કે શાળનો ખ્યાલ પણ ન હતો ત્યારે મોતીભાઈ દરજીને ત્યાં શાળ ચાલતી હતી. આ ઉપરાંત તે પોતાની દુકાનમાં સ્વદેશી કાગળ, પેન્સિલ, દિવાસળી, લોઢાનાં તાળાં, ચપ્પુ, બટન, લાકડાંનાં રમકડાં વગેરે રાખવા લાગ્યા. નિશાળે જતા યુવક–મિત્રોના ખિસ્સામાં પણ કાગળ–પેન્સિલ આપીને શાળામાં સ્વદેશીનો પ્રચાર કરવા સૂચનાઓ તે આપતા થયા.

યુવકો સાથે વાર્તાલાપ કરતાં એમને ચાલુ સરકારી શિક્ષણમાં ત્રુટીઓ દેખાઈ. તેમણે તરત પોતાના પુત્રને એ શાળામાં નહિ ભણાવવો જોઈએ એમ નિશ્ચય કર્યો અને બાળકને દરબારી શાળાએથી ઉઠાડી લીધો.

યુવક–મિત્રો દુકાને બેસવા આવે ત્યારે વારાફરતી એમની દ્વારા પોતાના બાળકને મોતીભાઇ ભણાવવા લાગ્યા. પોતે ય સંચે બેઠા બેઠા પોતાના પુત્રને ભણતરમાં સૂચના આપ્યા કરે અને બાકીના સમયમાં પુત્રને દરજીકામ શીખવે. આ રીતે સિદ્ધાંતાનુસાર ગમે તે ભોગે પોતાનાં બાળકોને શાળાની કેળવણીથી વંચિત રાખનાર આપણે ત્યાં બે જ દાખલા છે; એક ગાંધીજી અને બીજા મોતીલાલ મેરાઈ. પાછળથી જ્યારે વઢવાણમાં રાષ્ટ્રીયશાળા થયેલી ત્યારે મોતીભાઇના એ બાળકને એમનાં માબાપે ત્યાં ભણવા મોકલવો શરૂ કરેલ.

મોતીભાઇએ વઢવાણ બહાર સૌથી મોટી મુસાફરી એક જ વાર કરેલી. તેમની યુવાવસ્થામાં કાપડ, રીલ, દોરા વગેરે દુકાનમાં જોઇતી વસ્તુઓની ખરીદી અર્થે એ મુંબઇ ગયેલા. જતી વખતે એમણે વિરમગામ સ્ટેશને જકાતની લાઇનદોરીને કારણે કાઠિયાવાડી પ્રજાની હાડમારી જોયેલી. ધીમે ધીમે પ્રજાકીય પ્રવૃત્તિઓમાં પડતાં એમની સામે ફરીથી આ હાડમારી નજરે આવી અને એ ટાળવા માટે કાંઇક માર્ગ શોધવા માંડયું.

આ અરસામાં જ (ઇ. સ. ૧૯૧૩) આફ્રિકાથી તાજા પાછા ફરેલા 'કર્મવીર' ગાંધી રાજકોટ જતાં વઢવાણ જંકશનથી પસાર થતા હતા. મોતીભાઇને આ ખબર પડી. લાઇનદોરીની હાડમારી ટાળવા માટે આફ્રિકામાં વિજયી બનનાર ગાંધીને મળીએ તો કાંઇક નિકાલ આવે એમ મોતીભાઇને વિચાર થયો. આથી સ્વદેશી પોષાક અને સફેદ ટોપીઓમાં સુસજ્જ પોતાની યુવકટોળીને લઇને તે વઢવાણ જંકશને પહોંચી ગયા. ગાંધીજીને તે સ્ટેશન પર મળ્યા અને ટૂંકી મુલાકાત થઇ. એ મુલાકાત તો ગાંધીજી પર પણ કાયમી અંકિત થઇ ગઇ. ગાંધીજી એના વિષે પોતાની આત્મકથાના પહેલા ભાગમાં તથા દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ ભા. પહેલાની પ્રસ્તાવનામાં જે શબ્દોમાં લખે છે તે જ સ્વરૂપે એ મુલાકાતને જોઇએ :

'મુંબઇથી કોઇએ તાર કાગળ મોકલ્યો હશે, તેથી વઢવાણ સ્ટેશને

ત્યાંના પ્રજાસેવક તરીકે પંકાયેલા મેરાઇ મોતીલાલ પોતાની નાનીશી ટુકડી સાથે મને મળ્યા હતા. તેમણે મારી પાસે વિરમગામની જકાત–તપાસણી અને તેને અંગે થતી વિટંબણાઓની વાત કરીને મને કહ્યું :

"આ દુ:ખનો ઇલાજ કરો. કાઠિયાવાડમાં જન્મ લીધો છે એ સફળ કરો." તેની આંખમાં દૃઢતા અને કરુણા બન્ને હતાં.'

'હું તાવથી પિડાતો હતો તેથી વાતો કરવાની ઇચ્છા થોડી જ હતી. મેં તેમને ટૂંકામાં જ જવાબ દીધો : "તમે જેલ જવા તૈયાર છો ?"

'વગર વિચારે ઉત્સાહમાં જવાબ દેનારા ઘણા જુવાનો જેવા જ મેં મોતીલાલને માન્યા હતા. પણ તેમણે બહુ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો : "અમે ફાંસી જવા તૈયાર છીએ."

'મેં કહ્યું : "મને જેલ જ બસ છે. પણ જોજો વિશ્વાસઘાત ન થાય."

'મોતીલાલ બોલ્યા : "એ તો અનુભવે ખબર પડશે. અમે જરૂર જેલમાં જશું, પણ તમારે અમને દોરવા જોઇએ. કાઠિયાવાડી તરીકે તમારી ઉપર અમારો પહેલો હક્ક છે. અત્યારે તો અમે તમને ન રોકીએ, પણ વળતાં તમારે વઢવાણ ઊતરવું પડશે. અહીંના જુવાનિયાઓનું કામ ને તેમનો ઉત્સાહ જોઇ તમે ખૂશ થશો. અમને તમારી સેનામાં જ્યારે માગશો ત્યારે ભરતીમાં લઇ શકશો."

'મોતીલાલની ઉપર મારી આંખ ઠરી. તેમના બીજા સાથીએ તેમની સ્તુતિ કરતાં કહ્યું : "આ ભાઇ છે તો દરજી, પોતાના ધંધામાં કુશળ છે. તેથી રોજ એક કલાક કામ કરી દર માસે લગભગ રૂ. ૧૫ પોતાના ખરચ જોગા કમાય છે ને બાકીનો બધો વખત સાર્વજનિક સેવામાં ગાળે છે, અને અમને બધા ભણેલાને દોરે છે ને શરમાવે છે."

'પાછળથી હું ભાઇ મોતીલાલના પ્રસંગમાં સારી પેઠે આવ્યો હતો અને મેં જોયું કે તેમની ઉપરની સ્તુતિમાં મુદ્દલ અતિશયોક્તિ નહોતી. સત્યાગ્રહાશ્રમ સ્થપાયો ત્યારે તે દર માસે થોડા દહાડા તો ભરી જ જાય. બાળકોને સીવવાનું શીખવે ને આશ્રમનું સીવવાનું કામ પણ કરી જાય. વિરમગામની વાત તો મને રોજ સંભળાવે. મુસાફરોની ઉપર પડતી હાડમારી તેમને સારૂ અસહ્ય હતી. મોતીલાલને ભર જુવાનીમાં બિમારી ઉપાડી ગઇ, ને વઢવાણ તેમના વિના સૂનું થયું.'

આ રીતે ગાંધીજી એમની સત્યનિષ્ઠાથી અને એમની ચમકદાર યુવક-ટોળીથી આકર્ષાયા. મોતીભાઇએ એમને વઢવાણ આવવા ખાસ આગ્રહ

સમેત આમંત્રણ આપ્યું. પાછળથી ગાંધીજી એ વચન પાળવા ગોખલે-સ્મારક ફંડ માટે નીકળેલા ત્યારે વઢવાણ આવ્યા હતા. વઢવાણની જનતાને હાથે મોતીભાઇએ એમનું સ્વાગત કરાવ્યું. બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર સહિત ગાંધીજીનું પૂજન કર્યું અને કન્યાઓએ તેમને વધાવ્યા. મોતીભાઇ ગાંધીજીને પોતાના ઘેર પણ લઇ ગયેલા અને તેમનાં મા, બાપા તથા તેમનાં પત્નીને હાથે ગાંધીજીને હાર પહેરાવ્યા. એ પછી ગાંધીજીને પોતાની 'ફ્રી લાઇબ્રેરી' જોવા લઈ ગયા. મહાત્માજીને લાઇબ્રેરીની સુઘડતા અને વ્યવસ્થા જોઇને ભારે આનંદ થયો. 'વિઝિટ' લખવાનો કાગળ એમની સામે ધરવામાં આવ્યો તેના પર ચેકો મારીને 'મુલાકાત' એવો શબ્દ ગાંધીજીએ પોતાને જ હાથે લખ્યો. 'ફ્રી લાઇબ્રેરી' પર લીટો મારીને 'ધર્મ પુસ્તકાલય' લખ્યું અને મુલાકાત લખી :

> 'આ ધર્મ–પુસ્તકાલયમાં તો ખાસ કાંઇ જોવાનું ન હોય, પણ તેના વ્યવસ્થાપકનો ઉત્સાહ, તેનું સ્વાત્માર્પણ અને સ્વદેશી ભાવના આ બધું જોઇને પુસ્તકાલય મને પ્રિય થઇ પડે છે. સંસ્થાના બધા પરમાર્થી કારભારીઓ હમેશાં સ્વદેશપ્રીતિમાં ચઢતા જાઓ એવું ઇચ્છું છું.
>
> સંવત ૧૯૭૨ના માગશર સુદ ૮, મંગળવાર.
>
> **મોહનદાસ કરમચંદ ગાંધી.**

આ સમયે મોતીભાઇએ ગાંધીજીને એક બંડી ભેટ ધરી. પણ કેવી એ બંડી? પોતાને ત્યાં જ થયેલી ખાદીનું જાડું કાપડ તો ખરું જ, પણ બટનને બદલે એમાં કસો જોડેલી. અને પરદેશી મશીનથી શીવવામાં આવે તો બંડી એટલી પરદેશી ગણાય ને! આથી શુદ્ધ સ્વદેશી બંડી ભેટ ધરવાની ભાવનાથી તેમણે પોતાના પુત્રને હાથે જ બંડીને શીવડાવીને તૈયાર કરાવેલી.

તેમની આવી નખશીખ સ્વદેશીની ભાવના જોઇને ગાંધીજી વિશેષ આકર્ષાયા. એમને આ માણસની મૌલિકતા અનેરી લાગી. ગાંધીજી વઢવાણ છોડીને ધ્રાંગધ્રા ગયા. મુસાફરીમાં ગાંધીજીની સેવા કરવા માટે

મોતીભાઇએ પોતાની ટોળીના ત્રણ યુવકોને સાથે મોકલેલા. ગાંધીજીના સહવાસથી તેમને ઘણું જાણવાનું મળશે એવી ભાવના પણ એમાં હતી.

એ પછી ગાંધીજીનો અને મોતીભાઇનો સંબંધ ઘટ્ટ થતો ચાલ્યો. મોતીભાઇ કોચરબ આશ્રમમાં અઠવાડિયે-પંદર દિવસે જવા લાગ્યા. આશ્રમમાં જાય ત્યારે ત્યાંનાં બહેનોને સિલાઇકામ શીખવે અને પોતાથી થાય તે અન્ય સેવા કરે. વઢવાણ આવીને આશ્રમની વાતો પોતાના યુવકમિત્રોને સંભળાવતા અને જીવન કેવી રીતે ઘડવું જોઇએ તેનો આદર્શ દાખલો રજુ કરતા. આ અરસામાં ગાંધીજીને શાળની જરૂર પડતાં એમણે જ બગસરાથી એક શાળ ખરીદીને ગાંધીજીને પહોંચતી કરેલી. શાળ લેવા ને પહોંચાડવા પોતાની યુવકટોળીના એક સભ્યને જ મોકલેલ. ગાંધીજીના પુત્ર દેવદાસ તથા ગાંધીજીના ભત્રિજાના પુત્ર પ્રભુદાસ આશ્રમમાં માંદા પડતાં હવાફેર અર્થે વઢવાણ લાવીને પોતાને ત્યાં તેમણે રાખેલા. દેવદાસ-પ્રભુદાસના આગમનથી વઢવાણની યુવકટોળીને નવી ચેતના મળી.

આ પછી એમનું પુસ્તકાલય પણ વિકસવા માંડયું. શ્રી. જગજીવનદાસ નાતાલિયા તથા અન્ય શહેરીઓએ પુસ્તકાલય માટે અમુક મદદ આપી અને સારી પેઠે પુસ્તકો વસાવવામાં આવ્યાં.

હવે મોતીભાઇ ધીમે ધીમે રાજકારણના વિશાળ ક્ષેત્રના પરિચયમાં આવવા લાગ્યા. એમને થયું કે આખા હિંદ માટે લડનારી સંસ્થા કોંગ્રેસ જ છે. કોઇક દિવસે એ સંસ્થા મારફત જ આપણું કાર્ય થઇ શકશે. એ માટે એમાં જોડાવા માટે એમણે તૈયારી આદરી. એમણે યુવકોને કહ્યું : 'જો કોંગ્રેસમાં કામ કરવું હોય તો બધાને ભાષણો કરતાં આવડવાં જોઇએ. આજના જમાનામાં પ્રજાની દોરવણીમાં ભાષણ-શક્તિ ઘણી જરૂરની છે.'

યુવકોની ભાષણ-શક્તિ કેળવવા માટે પોતે જ તેમને ગામ બહાર નારદવાવ પર લઇ જવા લાગ્યા. એક યુવકને વાવ પર ઊભો રાખે, પોતે તથા અન્ય યુવકમિત્રો સો કદમને છેટે ઊભા રહે, અને ભાષણકર્તા

યુવકને મોતીભાઈ કહે : 'તારી સામે, અમે દૂર ઊભા છીએ એટલી જનમેદની જામી ગઈ છે એમ માનીને ભાષણ આપ. તેઓ સાંભળે એટલો તારો અવાજ નીકળવો જોઇએ અને તેઓ છેવટ સુધી શાંતિથી સાંભળતા બેઠા રહે એવી સરસ રીતે ભાષણ કરવું જોઇએ.'

ભાષણનો વિષય પણ પોતે જ સૂચવે. જેમ કે સ્વદેશી, દેશસેવા, આજની પરિસ્થિતિ વગેરે.

ભાષણ–શક્તિ હોવા સિવાય તેમને એક બીજી વસ્તુ લાગી કે આજનું બધું રાજકારણ મોટે ભાગે અંગ્રેજી ભાષા દ્વારા જ ચાલતું હોય છે, માટે દરેકે અંગ્રેજી શીખવું જોઇએ. અમુક યુવકમિત્ર કોલેજમાં ભણતા હતા અને થોડાક હાઇસ્કૂલમાં હતા. તેમને તો અંગ્રેજીનો વાંધો ન હતો, પણ પોતે જ અંગ્રેજી જાણતા ન હતા. આથી મોતીભાઇ અંગ્રેજી ભણવા લાગ્યા અને સંચે શીવતાં શીવતાં અંગ્રેજી સ્પેલીંગો ગોખવા શરૂ કરી દીધા !

ધીમે ધીમે ખેડુ જનતા પ્રત્યે પણ એમનું લક્ષ્ય ખેંચાયું. એ અરસામાં દુકાળ પડેલો. ખેડૂતોને રાજ્ય તરફથી લોન મળતી, પણ ખેડૂતોને ઘણી હેરાનગતિ ભોગવવી પડતી. મોતીભાઇ પોતાના મિત્ર–વર્ગને મળ્યા, અમલદારોને કાને આ વાત નાખી અને ખેડૂતોની આ હાડમારી ટાળી. વધારામાં ખેડૂતોને મળત તે કરતાં વિશેષ લોન પણ અપાવીને વધારે લાભ કરાવી આપ્યો.

ચાલુ કેળવણી એમને ખામી ભરેલી જ લાગેલી, તેથી પોતાના દીકરાને તો ઘેર જ ભણાવતા. પણ શહેરનાં બાળકોનું શું ? એ તો એમણે એક યોજના કરી. ઉદ્યોગ દ્વારા શિક્ષણ મળે એવા આશ્રમ અને ગરીબોને કામ આપવા માટે હુન્નરશાળાની એમણે રૂપરેખા દોરી. વર્ધા યોજના તો આપણે ત્યાં ૧૯૩૭–૩૮માં આવી, પણ મોતીભાઇએ એવી યોજના ૧૯૧૫–૧૬માં આછી આછી કલ્પીને ઘડી કાઢી હતી !

આશ્રમ સ્થાપવાનો નિર્ણય કરતાંની સાથે જ એ નેમ પાર ન પડે ત્યાં સુધી ઉઘાડે માથે ને પગે રહેવાનું એમણે વ્રત લીધું. પણ આશ્રમ

૩

અને હુન્નરશાળા માટે જગ્યા જોઈએ, ગામ બહાર તળાવકાંઠે એમણે એક જમીન પસંદ કરી. આજે જ્યાં ફૂલચંદભાઈનું મકાન 'સેવાસદન' ઊભું છે તે જ એ જગ્યા! જ્યાં ભવિષ્યમાં આવી સુંદર યોજનાને ઘાટ આપવાનો છે તેને પ્રથમથી જ પવિત્ર કરવા માટે સવારસાંજ પોતાની મંડળી સાથે તે જમીન પર જઈને મોતીભાઈ પ્રાર્થના કરવા લાગ્યા. બીજી બાજુ રાજ્યમાં એ જમીન માટે અરજી પણ આપી.

એ સમયે વઢવાણના એડમિનિસ્ટ્રેટર કાદરી હતા. એમનો અમલ ભારે કડક અને તુમાખી ગણાતો. એમણે સાધુરામ જેવા દેખાતા દરજીની આ જમીન–માગણી ન સ્વીકારી; એને તો ધ્યાન આપવા જેવુંયે ન લાગ્યું. મોતીભાઈએ પ્રયત્ન ન છોડયા. એમણે એક નવો માર્ગ લીધો. પોતાની જમીન–માગણીની વાતની યાદગીરી આપવા માટે એ રોજ ઑફિસમાં આવે. કાદરીસાહેબને એક બે વાર વાત કર્યા પછી વધારે કહેવાનું છોડી દીધું; પણ રોજ કાદરીસાહેબ પોતાની ઑફિસમાં આવે ત્યારે મોતીભાઈ થોડે દૂર, એમની નજર પડે એ રીતે ઊભા રહે. એના પટાવાળા કે કારકુનો આવવાનું કારણ પૂછે તો પોતાની જમીન–માગણીની વાત કરે. દિવસો સુધી આ ક્રમ ચાલ્યો. પોતાની ઑફિસ–ઉદ્ઘાટન જેવું જ નિયમિત આ દૃશ્ય જોઈને કાદરીસાહેબને આશ્ચર્ય થયું. એક દિવસ એમણે પોતાના પટાવાળાને એ વ્યક્તિના આ નિયમિત આગમનનું કારણ પૂછ્યું. પટાવાળાએ મોતીભાઈના આવવાનું કારણ જણાવ્યું. વાત જાણીને કાદરીસાહેબ આશ્ચર્ય પામ્યા. જમીન–માગણી મંજૂર કરાવવાની આવી ધીરજ અને તમન્ના જોઈને એમને મોતીભાઈ માટે માન થયું અને તરત જ તેમણે મોતીભાઈની જમીન–માગણી મંજૂર કરી.

પણ એ જમીન પર આશ્રમ કે હુન્નરશાળા કરવા માટે મોતીભાઈ ન ટકયા. આ દિવસોમાં વઢવાણમાં પ્લેગ શરૂ થઈ ચૂકયો હતો. શહેર છોડીને લોકો જેમ આવે તેમ ભાગવા માંડયાં હતાં. શહેર ખાલી થતું જતું હતું. શહેરમાં ડૉકટરો પણ રહ્યા ન હતા.

માંદાં માણસોને કોઇ દવા પહોંચાડનાર ગામમાં ન હતું. મરણ પામેલાંને અવલમંજલ પહોંચાડનાર તો શાનું જ કોઇ તૈયાર હોઇ ? આ સમયે મોતીભાઈ આગળ આવ્યા અને કામ ઉપાડી લીધું. માંદાને દવા પહોંચાડવાના અને મૂવેલાંને અવલમંજલ પહોંચાડવાના કામમાં તે લાગી ગયા. સામે ચાલીને જ મોતના પ્રદેશમાં ઘૂમવાનું જોખમ ન ખેડવા ઘણાં સગાંવહાલાંએ સમજાવ્યા, પણ તે ન માન્યા. ઘરનાંએ કહ્યું તો તેમને બધાંને બહારગામ વિદાય કરીને પણ એકલા સેવા અર્થે ત્યાં રહેવાનું જણાવ્યું. માતાપિતાએ વિરોધ છોડી દીધો અને મોતભર્યા એ ભેંકાર શહેરમાં મોતીભાઇ ઘૂમવા લાગ્યા. આ સમયે પણ પુસ્તકાલયે નિયમિત જવાનો એમનો ક્રમ તો ચાલુ જ હતો. પ્લેગ સામે શા ઉપાય લેવા તેની તેમણે પત્રિકાઓ બહાર પાડી. પ્લેગના મોત સાથેયે ઝૂઝવામાં બે ચાર સાથીઓ એમને લાધી ગયા. એક અમૃતલાલ નામના યુવક હતા અને બીજા પ્રભાસંકર નામના બ્રહ્મચારી હતા. એમના ઘણાખરા યુવક–મિત્રો તે સમયે કોલેજમાં અભ્યાસ કરતા હોઈને બહારગામ હતા.

પણ પોતાની સામે નિડરપણે ઘૂમતા જોઈને જાણે પ્લેગે એમના પર જ હલ્લો કર્યો. મોતીભાઇને તાવ શરૂ થયો અને થોડા દિવસમાં તો ગાંઠ પણ નીકળી:

પ્લેગના દર્દીની સારવાર કરવી એટલે પોતાને માથે જ પ્લેગ નોતરી લેવો એવી ભીતિ પ્રસરી રહી હતી, છતાં જીવનને ભોગે પણ તેમની સારવાર કરનારા ત્રણ જણ નીકળ્યા. એક પ્રભાશંકર બ્રહ્મચારી, બીજા ગાંડાલાલ ખત્રી અને ત્રીજા ડાહ્યાલાલ ખત્રી. મોતીભાઇના અંત સુધી એમણે રાત કે દિવસ જોયા વગર તેમની સેવા કરી. પણ સારવારની કે દવાની કારી ન ફાવી.

પોતાના મૃત્યુ અગાઉ એક મહિના પહેલાં જ એમણે ચાર રજાઇઓ બનાવેલી અને ગાંધીજીને અમદાવાદ મોકલેલી. મોતીભાઇનાં હજીયે જીવતાં મા અસ્પષ્ટ યાદ પરથી કહે છે કે : ' એ ચાર રજાઇઓમાંથી

એક ગાંધી બાપુને માટે હતી, એક લાલા લજપતરાય માટે હતી, એક ગોખલેજી માટે હતી. અને ચોથા ભાઇનું નામ યાદ નથી.'

મોતીભાઇનો જીવનદીપ બુઝાવાની તૈયારીમાં છે. પોતે જાય છે એના સમાચાર ભાવનગર કૉલેજમાં ભણતા પ્રિય શિષ્ય ચમનભાઇને આપવા મોતીભાઈ એક યુવક-સાથી પથુભાઈ ભાથીને કાગળ લખવા ખાટલા પાસે બેસારે છે. યુવક ખિસ્સામાંથી પેન્સિલ કાઢી કાગળની શરૂઆત કરે છે. માંદા મોતીભાઈ હળવેથી એ પેન્સીલ સામે આશંકાથી નજર માંડે છે. ક્ષીણ અવાજે પૂછે છે : 'પેન્સિલ સ્વદેશી છે કે પરદેશી ?'

'પરદેશી.'

'પરદેશી પેન્સિલ મૂકી દો. સ્વદેશી હોય તો જ લખો.'

એમના ઘરમાંથી શોધીને પથુભાઈ સ્વદેશી પેન્સિલથી કાગળ લખે છે.

અંત સમયે મિત્રો એમના ખાટલા આસપાસ ટોળે વળ્યા. 'ધર્મ-પુસ્તકાલય સંભાળજો, શુદ્ધ ભાવે સેવા કરજો.' એવો સંદેશો આપતા, પ્રભુનામ ઉચ્ચારતા, જરાયે દુઃખ પામ્યા સિવાય મોતીભાઈ પૂરાં ત્રીસ વર્ષ કર્યા પહેલાં જ ૧૯૭૪ના માગસર વદ ચોથના રોજ પોઢી ગયા.

મોતીભાઈ પોતાની પાછળ એક કાર્યદક્ષ ને તરવરતી યુવાન ટોળી મૂકી ગયા. વઢવાણની પ્રજાએ પોતાનો એકનિષ્ઠ સેવક ગુમાવ્યો. એની યાદ રાખવા પ્રજાએ પોતે જ પાછળથી એમની હાટડી જ્યાં હતી એ ચોકને 'મોતીચોક' નામ આપ્યું અને મોતીભાઇને અમર કર્યા.

* * *

મોતીભાઇના મૃત્યુ-સમાચાર જાણીને મહાત્માજીને ઘણું દુઃખ થયું. તેમણે ભાવનગર મોતીભાઈના મિત્રો પર આશ્વાસનના કાગળ લખ્યા અને એમના પિતાશ્રીને લખ્યું કે : 'આપને એક સાચા પુત્રની ખોટ પડી છે અને મારે એક કામ કરનાર સાચા સાથીની ખોટ પડી છે.'

આ કાગળમાં ગાંધીજીએ મોતીભાઇના પુત્રો તથા પત્ની વિષે નિશ્ચિંત રહેવાનું લખેલ તથા તેમને આશ્રમમાં પોતાની નજર તળે મૂકી જવાનું જણાવેલ. એ પરથી મોતીભાઇનાં પત્ની તથા બે પુત્રોને

આશ્રમમાં મોકલવામાં આવેલ. પણ એ વખતે સાબરમતી સત્યાગ્રહાશ્રમ તો કોઇ અનાથાશ્રમ કે સાધુબાવાના આશ્રમ જેવો જ મનાતો. આથી મોતીભાઇના સસરાએ મોતીભાઇના પિતા સાથે પોતાની દીકરીને આશ્રમમાં મોકલવા સામે વાંધો ઉઠાવ્યો. છેવટ ઝગડાથી કંટાળીને મોતીભાઇના પિતા તેમને બધાંને પાછાં તેડી ગયા.

આ બાબતને સંભારતાં રાષ્ટ્રીય ભાવનાવાળા મોતીભાઇના નાના પુત્ર આજે કહે છે કે : 'એમને એ વખતે ક્યાંથી ખબર હોય કે એ આશ્રમ ન હતો, પરંતુ એ તો જગતની સારીયે આલમના એક પયગંબરનો આશ્રમ હતો; એક ઓલિયાનું, જ્યોતિર્ધરનું એ નિવાસસ્થાન હતું ! અમારાં જ જ્યાં ભાગ્ય ન હોય ત્યાં કોને કહેવું ?'

મોતીભાઈ પર મહાત્માજીની આંખ કેવી ઠરેલી એ તો તેમની આત્મકથા તથા દ. આ. ના સત્યાગ્રહની પ્રસ્તાવનામાં લખેલ શબ્દો બતાવી આપે છે. આ પછી પણ જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો છે ત્યારે ગાંધીજી મોતીભાઇને યાદ કરવાનું ચૂક્યા નથી.

૧૯૨૧માં તિલક સ્વરાજ ફાળા અર્થે ગાંધીજી વઢવાણ આવેલા ત્યારે મોતીચોકમાં જ ભરાયેલી જાહેરસભામાં કહેલ કે : મોતીભાઇએ આદરેલાં સેવાકાર્યો વિશેષ દિપાવવામાં જ વઢવાણની પ્રજાની શોભા છે.

આ પછી વઢવાણ કેળવણીમંડળનું બાળમંદિર ખુલ્લું મૂકવા ૧૯૨૪માં વઢવાણ ગાંધીજી આવેલા. તે સમયે રાષ્ટ્રીયશાળામાં હરિજન વિદ્યાર્થીઓ દાખલ કરવા સંબંધે વઢવાણની પ્રજા વિરૂદ્ધ પડેલી. તે માટે ગાંધીજીએ મોતીભાઇને યાદ કરીને કહેલ કે જે ધરતીમાં મોતીભાઇ પાક્યાં અને સેવા કરી ગયા ત્યાંની પ્રજાનું આ પગલું શોભાભર્યું ન કહેવાય.

આ પછી છેક ૧૯૩૭ની વાત. કાઠિયાવાડના રાજકારણને પુનર્જીવિત કરવા માટે કાર્યકરોનું એક સંમેલન ભરાયેલું. તેમના વતી એક પ્રતિનિધિમંડળ ગાંધીજીને મળવા ગયેલ ત્યારે પણ ગાંધીજીએ મોતીભાઇને યાદ કરતાં ફુલચંદભાઇને કહેલ :

'સત્ય તો મેં મોતીલાલની આંખમાં જોયું હતું.'

# જીવનદર્શન

મોતીભાઈ વઢવાણના જાહેરજીવનમાં માત્ર ચાર જ વર્ષ રહી શક્યા. ૨૬ વર્ષની ઉંમરે સંવત ૧૯૭૦થી એમણે જાહેરસેવાની શરૂઆત કરી અને સંવત ૧૯૭૪માં ૩૦ વર્ષની ઉંમરે તો એ અવસાન પામ્યા. આટલા ટૂંકા ગાળામાં તેઓ કેટલો બધો લોકાદાર પામી શક્યા ? હજીયે વઢવાણની જનતા નિરપવાદ વખાણ કરીને જ તેમને યાદ કરે છે. વઢવાણના કાર્યકરો પણ તેમને એટલા જ માન અને ભક્તિભાવથી સંભારે છે. ગાંધીજી પણ પ્રસંગ મળ્યે તેમનાં સંસ્મરણો યાદ કરવાં ચૂકતા નથી. અને આટલા ટૂંક ગાળામાં તેમણે કેટકેટલી પ્રવૃત્તિઓ હાથ ધરી ? ગોસેવા, જ્ઞાનપ્રચાર, પુસ્તકાલય, યુવક-કેળવણી, સ્વદેશી પ્રચાર, પ્રજા ઉપયોગી કાર્યો (કૂવા-વીરડા વગેરે), વિરમગામની કસ્ટમ લાઇનનો વિરોધ, ચાલુ શિક્ષણપ્રણાલિ સામે વિરોધ, ઔદ્યોગિક કેળવણી આપવાની યોજના વગેરે. જ્યારે વઢવાણમાં તો શું, પણ કાઠિયાવાડમાંયે જાહેરજીવન ન હતું ત્યારે આધુનિક કોઇ પણ શિક્ષણથી અલિપ્ત એવા મોતીભાઇને સેવાના આ માર્ગો હાથ ક્યાંથી લાગ્યા ? આજેય કોઈ પણ સેવકને જાહેર સેવા કરવા માટે એ જ માર્ગો લેવા પડે એટલા તે માર્ગો અદ્યતન છે.

મોતીભાઇનો આટલો લોકાદર અને આટલી કર્તવ્ય-સફળતાની સાચી ચાવી એમની આધ્યાત્મિકતામાંથી પરિણમેલી સત્યનિષ્ઠા અને કર્તવ્યનિષ્ઠામાં રહેલ છે.

મોતીભાઇના આપ્તજનો તથા જાણકારો કહે છે કે મોતીભાઇ

કાંઇ ચમનભાઇ જેવા આજન્મ સાધક ન હતા. ચમનભાઇ તો ચારિત્ર્યની અમુક કક્ષા સહિત જ જન્મ્યા હતા અને એટલી પૂર્વ ભૂમિકા પરથી જ એમને આગળ વધવાનું હતું. પણ મોતીભાઇ તો આ અવતારમાં જ સાધક થયા કહી શકાય. નાનપણમાં સાધુસંતોની સેવા કરવામાં આનંદ માનનાર તથા સાધુઓના અખાડાઓમાં ભટકનાર એ 'દરજીભગત'ને વિશાળ દુનિયાનું ભાન પણ ન હતું. પત્ની માતાપિતાની મનધારી સેવા ન કરે તો મારપીટ કરે એટલા મોતીભાઇ અબૂજ હતા. પણ પોતાના આત્માનું કલ્યાણ કરવાની એક જબરી ભાવના (આધ્યાત્મિકતા) સંતસેવાને કારણે એનામાં ઊભી થઇ ગઈ હતી.

એ આધ્યાત્મિકતા મેળવવા માટે સાચનો માર્ગ આચર્યા સિવાય કોઇ આરો નથી એમ એમને ખાતરી થઇ ગઇ હતી. અને જે સાચનો માર્ગ લાગે તેને ગમે તે ભોગે અમલમાં મૂકવાની એમનામાં જબરી કર્તવ્યનિષ્ઠા પડી હતી. આ ત્રણ વસ્તુને લીધે એ સામાન્ય જનમાંથી હરઘડી પ્રયત્ન કરીને આટલી સ્થિતિએ પહોંચી શક્યા હતા. આ કારણે એમને પિતૃસેવા સાચી લાગી હતી, પણ એ માટે પત્નીને મારવું ખોટું લાગ્યું એટલે તરત જ એણે મારકુટ બંધ કરી અને પોતાને જ હાથે માતાપિતાને રસોઇ કરી આપવા જેટલી શાંતિ કેળવી લીધી. પત્નીની નામરજી છતાં સાધુસંતોને જમાડવા માટે એને હાથે રંધાવવા કરતાં, પોતાની થાળીમાંથી ફક્ત રોટલો આપવો મોતીભાઇએ શરૂ કરી દીધો અને મારપીટની હિંસા છોડી દીધી. ઘરમાં કલેશ ન થવા દેવા માટે ધાર્મિક પુસ્તકવાચન દિવસને બદલે રાત્રે અને ઘરને બદલે મેડા પર ચડીને શાંતિથી તેમણે કરવા માંડ્યું. અને ધ્યાન તો છાપરે બેસીને કરવા લાગ્યા.

માતાપિતાની સેવા સાચી લાગવા છતાં મોટાભાઇને પૈસા અપાવતી વખતે, પિતા ખોટા હતા તો એની સામેય મોતીભાઈ ઉપવાસ કરવા બેસી ગયા હતા.

જે ક્ષણે એમને જનસેવામાં પોતાના આત્માની ઉન્નતિ લાગી અને આધ્યાત્મિકતા કેળવવાનો તેમને એમાં માર્ગ દેખાયો કે તરત જ એમની કર્તવ્યનિષ્ઠા એમની મદદે આવી પહોંચી. માતાપિતા પ્રત્યે ગમે તેટલો પ્રેમ છતાં, આઠ આના જેટલી મર્યાદિત કમાણી કરતી વખતે કે પ્લેગ સામે ઝૂઝવા ટાણે માતાપિતા વિરોધ પડયાં તોયે એને તાબે એ ન થયા અને સત્યનિષ્ઠાને–સાચના માર્ગને ગમે તે ભોગે મોતીભાઈ વળગી રહ્યા.

આ રીતે આત્માની ઉન્નતિ માટે હરઘડી મથનાર મોતીભાઈ કોઈ પણ નવો માર્ગ ગ્રહણ કરતી વખતે કોઈપણ જાતના રાગ-દ્વેષથી દોરાયા વગર એ માર્ગની સત્યાસત્યતા તોળી લેતા. આમાં જેટલું આત્માને ઉન્નતિ કરનારું લાગે એટલાનો તે સ્વીકાર કરતા, બાકીની વાતને તે છોડી દેતા. આટલા નિર્મોહીપણાથી વિચારવાને કારણે એમના નિર્દોષ મને એમને જે જે માર્ગ વિચારી આપ્યા તે બધા માર્ગ સહેજે સાચા જ નીવડયા. જનસેવા એટલે પરિપૂર્ણ જનસેવા, રજ-માત્ર દોષ વગરની પરિશુદ્ધ જનસેવા ઝંખતા એમના આત્માએ જે માર્ગ વિચાર્યા તેમાંથી સેવાનાં મૂળભૂત તત્ત્વો મૌલિક રીતે એમને જડી આવ્યાં.

ઉપરાંત આ બધી પ્રવૃત્તિઓનું મૂલ્ય એ જગતની દૃષ્ટિએ પણ માપતા ન હતા. આ બધી પ્રવૃત્તિને પરિણામે પોતાના આત્માની કેટલી શુદ્ધિ થઇ છે, આત્મા કેટલો ઉચ્ચ થયો છે એનો સરવાળો મોતીભાઈ માંડતા જ રહેતા. આત્મિક ઉન્નતિની કસોટી પર દુન્યવી સફળતાને માપતા જતા હતા તેથી તેમને જગતની વાહવાહ કે પ્રતિષ્ઠાના મોહે પાછા ન પાડયા કે અહંકારી ન બનવા દીધા.

આસપાસની જનતા જો ન સુધરે તો એનો પડઘો પોતાના આત્મા પર ખોટો પડે અને એકલા આત્માનો ઉદ્ધાર ન થઇ શકે એમ માનીને તો એ જાહેર પ્રવૃત્તિઓમાં પડયા હતા. એ જ રીતે તે માનતા હતા કે જેટલો હું સાચો તેટલો સામો પડઘો સાચો બોલશે.

એટલે બહારની જનતા પર સાચો પડઘો પાડવાની એમની શુભ આધ્યાત્મિક આકાંક્ષાને કારણે, આટઆટલી પ્રવૃત્તિ કરવા સાથે જ એમની આંતરિક શુદ્ધિના પ્રયાસ ચાલુ જ હતા.

આત્મિક વિકાસની સાધના અર્થે એ અંત સુધી સવારસાંજ પાઠપૂજા કર્યા કરતા. મોડી રાતે અને વહેલી સવારે એકાંત શોધીને એમનાં ધ્યાન તથા મનન ચાલુ જ રહેતાં. વિષયો તથા ઇન્દ્રિયો પર કાબૂ મેળવવા ખોરાકના પ્રયોગો તે કર્યા કરતા. ક્યારેક તે એકટાણું કરે, ક્યારેક ઉપવાસ કરે, ક્યારેક વળી મીઠા વિનાની મોળી જારની ઘેંશ પર મહિનાએ ગાળવાનો કાર્યક્રમ ગોઠવે. ઉઘાડે માથે તથા ઉઘાડે પગે ફરવાનાં દેહદમન કરે. વળી ક્યારેક મહિનાઓ સુધી ફળાહાર પર ઊતરી માત્ર ખજૂર, શીંગ અને દૂધ જેવા સાત્ત્વિક ખોરાક પર જ દિવસો વિતાવે. પોતાની યુવકટોળીમાં જો કોઇ ભૂલ કરે તો તેનું કારણ પોતાની જ અપૂર્ણતા એ માને અને પ્રાયશ્ચિત રૂપે ઉપવાસ કરે.

આ રીતે આંતરિક જગતમાં એ આત્માની ઉન્નતિ સાધ્યે જતા હતા. અને એનો વિશુદ્ધ પડઘો જ જાણે દુન્યવી દેશસેવાની સફળતામાં પડતો આવતો હતો. પ્લેગ વચ્ચેય મોતના ડર વિના ઘૂમવા પાછળ દુન્યવી દેશસેવાની કોઈ લગની કરતાં, આત્મિક ઉન્નતિને કારણે નિર્મોહી સ્થિતિમાંથી એવી ઉન્નત ભાવના જાગવાનો વિશેષ સંભવ છે.

પણ મોતીભાઇની આ આંતરિક ઉન્નતિની ઉત્તરોત્તર સ્થિતિનો કોઇ પુરાવો આપણા હાથમાં નથી. નથી મોતીભાઇએ કદી રોજનીશી લખી, કે નથી કોઇ દિવસ એમણે લેખો લખ્યા, કે જેમાંથી એમની ઉન્નતિની અવસ્થાઓ તારવી શકાય. એમનો ફોટો પણ નથી. ફક્ત માત્ર એમના હાથે લખેલા જેવાતેવા અક્ષરવાળો એમની દુકાનનો ચોપડો છે. એને મોતીભાઇના એક માત્ર સ્થુલ અવશેષ રૂપે ગણાવી શકાય તેમ છે. અલબત્ત આ ચોપડામાંથીયે અન્ય ઘણી વિગતો મળે તેમ છે. જેમકે, અસહાય બહેનોને ભરતગૂંથણનાં કામ આપતા તે બેનોનાં તેમાં ખાતાં છે. પોતાની દુકાનમાં સ્વદેશી

કાપડના વેચાણ માટે વેજાં, ફેંટા, સાફા, ધોતિયાં, ધાબળા વગેરે રાખતા તેની ખરીદીનાં ખાતાં છે, તેમ જ દેશી કાગળ, રમકડાં, ચપ્પુ–તાળાં, વગેરે 'સ્વદેશી વસ્તુઓ' ખરીદવાની પણ નોંધ છે. એમણે વેજાં, રૂમાલ વણાવવા માંડેલાં તેની મજૂરી ચૂકવ્યાનો ઉલ્લેખ છે અને ગાંધીજી માટે અમરેલી–બગસરા સાળ ખરીદીને પહોંચતી કરેલી એની પણ નોંધ છે. એમાં ધર્મપુસ્તકાલયનું ખાતું છે અને 'મહાત્મા ગાંધીશ્રીનું ખાતું' પણ છે. કોઇ પણ જાહેર ફાળો કરતા તેને તે 'ગાંધીજીના ખાતે' જમા કરતા અને કોઈ જાહેર કામમાં અથવા ગાંધીજીના આશ્રમ માટે ચીજ ખરીદીને મોકલતા તેને તે ખાતે ઉધારતા. ગાંધીજી જાણતા નહિ હોય એ રીતે એમને નામે આ ખાતું ચાલતું, અને એ ખાતામાં હજીયે 'રૂા. ૩–૧૦–૩ બાકી દેણા આશ્રમ ખાતે' છે!

પણ આ તો બધી જાહેરસેવાની જ બાબતો. એમની આંતરિક ઉન્નતિ સૂચવતો એક દાખલો પાનાં ફેરવતાં એમાંથી ઉઠાવી શકાય ખરો.

મોતીભાઇ અન્ય વેપારીઓની જેમ આ ચોપડાનું દર બેસતે વર્ષે શારદાપૂજન કરતા. એમાં સંવત ૧૯૧૯થી ૧૯૭૦ સુધીનાં વર્ષોના શારદાપૂજનનો ઉલ્લેખ છે. એમણે જાહેરસેવાની શરૂઆત કરી તેના આગલે વર્ષે ૧૯૬૯ના શારદાપૂજનમાં એમણે અન્ય સૌ વેપારીઓની જેમ ગણેશ, શારદા, લક્ષ્મી, શાળીભદ્ર વગેરેને નમસ્કાર કરીને, વઢવાણ રાજ્યમાં શ્રી. જસવંતસિંહજીના રાજ્યનો તથા દીવાન પાનાચંદ ભાઇનો ઉલ્લેખ કર્યો છે, તથા અંતે શ્રીફળ ૫, સોપારી ૫, કંકુ રૂા. ૧1, ગલાલ રૂા. ૧1 અને ધરાખ રૂા. ૧1 એવી ૧૦ વસ્તુઓનો બબ્બે વાર ઉલ્લેખ કર્યો છે. ૧૯૭૦, ૭૧ અને ૭૨ના શારદાપૂજનમાં માત્ર રાજાનો જ ઉલ્લેખ અને કલ્યાણકારી ચાર જ વસ્તુઓની નોંધ કરી છે. ૧૯૭૩માં કોઈ ધાર્મિક હડતાળને કારણે શારદાપૂજન નથી થયું તે નોંધ્યું છે. એ અવસાન પામ્યા તે ૧૯૭૪ના શારદાપૂજનમાં કોઇ ગણેશ, લક્ષ્મી કે રિદ્ધિસિદ્ધિને નમસ્કાર કર્યા વગર, કોઈ રાજા કે દીવાનનું નામ

લખ્યા વગર, સીધું આ રીતે પૂજન કરેલ છે: 'ધર્મો જય...યતો ભાવો તત્તો સિદ્ધિ...પુરુષ પ્રયત્ન ને ઇશ્વરકૃપા. જેવું તમે ચિંત્વન કરશો તેવા તમે થશો.' મોતીભાઇ જાણે આંતરિક ચિંત્વન અનુસાર જ બાહ્ય પ્રવૃત્તિઓ દ્વારા આગળ ધપ્યે જતા હતા.

ગાંધીજી પણ સામાન્ય માણસમાંથી સાધના કરી કરીને આગળ વધ્યા છે અને એના ઉત્તરોત્તર વિકાસની અસર એમના પુત્રોનાં જીવન તેમ જ શક્તિમાં પ્રતિબિંબિત થાય છે. તે જ રીતે જોઇએ તો મેરાઇ મોતીભાઈના પણ ઉત્તરોત્તર વિકાસનું પ્રતિબિંબ સ્વદેશસેવાને એમની પેઠે જ આધ્યાત્મિક સ્વરૂપે જોનાર, શાંત છતાં ઊંડા વિચારક એમના નાના પુત્રમાં દેખાય છે.

દુનિયાની દૃષ્ટિએ દેખાતા એક જનસેવક મોતીભાઇ મેરાઇ અંતરથી તો એક કર્મયોગી હતા. **योगः कर्मसु कौशलम्** એવા જાણે ગીતાના કર્મયોગને જીવનમાં એ ઉપાસી રહ્યા હતા.

# સેતુબંધન

મોતીભાઇએ વઢવાણ શહેરના જાહેરજીવનની પૂર્વભૂમિકા રચી. એમના મૃત્યુ પછી એકાદ વર્ષે જ ફૂલચંદભાઇ સાબરમતી આશ્રમમાંથી પાછા ફરીને વઢવાણમાં સ્થાયી થયા અને તેમણે જાહેરજીવનને ખીલવ્યું. મોતીભાઈની પૂર્વ-ભૂમિકા પર જ તેમના જાહેરજીવનનો પાયો મંડાયો, છતાં આશ્ચર્યની વાત તો એ છે કે ફૂલચંદભાઇને તેમનો અંગત પરિચય ન હતો મોતીભાઇની પ્રવૃત્તિઓ વિકસી રહી હતી ત્યારે ફૂલચંદભાઇ કૉલેજમાં હતા અને પાછળથી આશ્રમમાં ચાલ્યા ગયેલા. મોતીભાઇ એક સેવાભાવી દરજી છે એટલો જ એમને ખ્યાલ હતો. પાછળથી રાષ્ટ્રીયશાળા શરૂ કરતાં મોતીભાઇની યુવકટોળીના મુખ્ય સભ્યો શિવાનંદજી, ચમનભાઇ વૈષ્ણવ, ડાહ્યાલાલ જાની, વજુભાઇ દવે વગેરે એમના મુખ્ય સહાયક થઇ પડ્યા. અને પહેલા બે તો એમના જીવનસાથી થઇ ગયા. એમની પાસેથી મોતીભાઇની જીવનકથા તથા કાર્યો સાંભળીને ફૂલચંદભાઇને એમના પ્રત્યે માન થયું. મોતીભાઇએ જે ધર્મપુસ્તકાલય સ્થાપેલું તેની વ્યવસ્થા પણ તેમણે કરી. મોતીભાઇની હાટડી જે ચોકમાં હતી તેનું નામ 'મોતીચોક' પડયું. ફૂલચંદભાઇએ મોતીભાઇ પર ત્રણ ચાર ગીત પણ લખેલાં, એમાંનું એક ગીત તદ્દન સાદું હોવા છતાં એમાં મોતીભાઇની મુખ્ય મુખ્ય બધી જીવનપ્રવૃત્તિઓ આવી જતી હોવાથી અહીં ઉતારીએ છીએ:

ધન્ય તારું જીવતર મોતી, હો લાખ વાર—

બાલ્યાવસ્થાથી નૂર બતાવ્યું,
પૂજ્યા તેં સંત ને જોગી રે—લાખ વાર

ભારતની વીરરસની કથાઓ,
સુણતો હોંસથી મોતી રે—લાખ વાર

ભૂખ્યા સાધુસંત ઘેર બોલાવી,
પ્રેમે જમાડતો રોટી રે—લાખ વાર

વિદ્યાર્થીને પ્રેમ-પાઠો પઢાવી,
સાચી મૂડી તેં શોધી રે—લાખ વાર

ખેલ ખેલાવી દૂધ તું પાતો,
અંતરે ભાવના મોટી રે—લાખ વાર

બેનોનાં વહેમો-અજ્ઞાન હરવા,
જ્ઞાન રૂપી ધરી જ્યોતિ રે—લાખ વાર
ભૂખતરસનાં દુઃખો વેઠીને,
આયને આંગણે બાંધી રે—લાખ વાર
સરકારી શાળા લોહી ચૂસે છે,
પુત્રોને લીધા ઉગારી રે—લાખ વાર
પાસે બેસારી શિક્ષણ આપ્યું,
પકડ્યો તેં રસ્તો ધોરી રે—લાખ વાર
માયાદેવીથી તું ન લોભાયો.
રોજીથી સંતોષ રાખી રે—લાખ વાર
કૂવા ખોદ્યા ને વીરડા ગાળ્યા,
સાથે જુવાનોની ટોળી રે—લાખ વાર
જીભલડીને તેં વશ આણી,
પકવાનની નહિ પ્રીતિ રે—લાખ વાર
સ્વદેશીનો તો પહેલો પ્રચારક,
લાવ્યો તું શાળ ને ધોતી રે—લાખ વાર
પૂજ્ય બાપુને તું ખેંચી લાવ્યો,
બાંધીને પ્રેમની દોરી રે—લાખ વાર
ઉદ્યોગશાળા માટે જમીનની,
માગણી તેં કરી મોટી રે—લાખ વાર
તારા તપોબળે કાદરી પીગળ્યા,
પાર પામ્યો તું કસોટી, રે—લાખ વાર
એવામાં પ્લેગની જ્વાલા ફેલાણી,
ભસ્મ થયું અમ મોતી રે—લાખ વાર
વઢવાણનો તું ત્યાગી તપસ્વી,
વઢવાણનું નૂર મોતી રે—લાખ વાર
વારે વારે તને વંદન કરીએ,
મહાત્માનું પારખેલ મોતી રે—લાખ વાર

●

# મોતીભાઇને અંજલિ

**મોતીભાઇ** વિષે કાંઇ જાણવાનું નથી એ જ જાણવાનું છે. તેમના જીવનના ટૂંક સમયમાં, મર્યાદિત ક્ષેત્રમાં અને ઓછી ઓળખાણ છતાં તેમણે જે ઇચ્છયું તે કર્યું અને સંતોષથી જીવનસમાપ્તિ કરી–આ તેમના જીવનનો સાર.

*　　　*　　　*

**એક રીતે** એમનું જીવન આદર્શ હતું. પોતાના આત્માની ઉન્નતિ માટે જીવવું, તે માટે મથવું અને આત્મોન્નતિ જેટલે અંશે થાય તેથી જ કાર્યનું માપ કાઢવું ને સંતોષ માનવો એ એમના જીવનની ચાવી હતી.

દેહના માનવી મટી આત્માના દીવા થવાનો સતત શ્રમ તેમણે કર્યો. જગતે તેને જોયો ન જોયો અને પોતે સંતોષથી દેહત્યાગ કર્યો. કોઇ પણ ઇચ્છા વિના શાન્તિથી અને ગુપ્તપણે કામ આટોપી લેવાનો એમના જીવનનો પાઠ પણ અગત્યનો નથી ?

*　　　*　　　*

**ઉચ્ચ વિચારના,** ઉચ્ચ આદર્શના અને ઉચ્ચ કાર્યના કરનારાને દુનિયાના ક્ષુદ્ર માણસોમાં તથા લોકવ્યવહારમાં સામેલ રહીને તેમાંથી પણ ઉચ્ચ તત્ત્વનાં દર્શન કરવાનું ભાગ્ય નથી હોતું. પરંતુ લોકની ખરી નાડ પારખનાર આવી પરિસ્થિતિના સેવકો ઉત્તમ સંકેતોને પામી જઇને લોકોનાં અંગઅંગમાં વ્યાપી જાય તેવી રીતે નવા સુધારા કરે છે.

*　　　*　　　*

**સદ્‌ભાવના ઘણાને થાય છે.** સત્કાર્યો પણ ઘણા કરે છે. પણ સત્પ્રવાહમાં તદ્રૂપ થઇને સતત વહ્યે જવું એ પ્રકૃતિના ખરા સ્વરૂપનું જ ભાગ્ય હોય છે.

**સ્વ. ચમનભાઈ વૈષ્ણવ**

# કર્મવીર ફૂલચંદભાઈ



**જન્મ :**

ફાગણ, સુદ ૮, ૧૯૫૧

૪, માર્ચ. ૧૮૯૫

**મૃત્યુ :**

૩૧, ઑગસ્ટ, ૧૯૪૧

ભાદરવા, સુદ ૮, ૧૯૯૭

કિસ્મત ક્યાંથી ભારતહિત કાયા ઢળે ?

[૨]

# કર્મવીર ફૂલચંદભાઈ

## જીવનવૃત્તાંત

### (૧) બાળપણ

સંવત ૧૯૫૧ના ફાગણ સુદ ૮ના રોજ વઢવાણ શહેરમાં પિતા કસ્તુરચંદ શાહને ત્યાં માતા અમ્રતબાઈને પેટે જન્મ લેનાર ફૂલચંદ માબાપને એકનો એક દીકરો હતો. એમની પહેલાં ચાર–પાંચ પુત્ર મરી ગયેલ હોઈ, જીવતો રહેનાર ફૂલચંદ માબાપને મન આંખની કીકી સમાન હતો. એમણે એનાં જીવની પેઠે જતન આદર્યાં.

પણ ફૂલચંદભાઈને એમની માના દૃઢ દેહનો વારસો મળ્યો ન હતો. પિતાનો એકવડિયો બાંધો એમનામાં ઊતર્યો. ઉપરાંત, એ જ્યારે પેટમાં હતા ત્યારે જ એમના ૧૨ વર્ષના એક ભાઈ ગુજરી જતાં એમની માને એટલો બધો આઘાત થયેલો કે એની અસર ફૂલચંદ-ભાઈ પર થઈ અને અવતર્યા બાદ ત્રણ વર્ષ સુધી એ પગ ન માંડી શક્યા એટલી નબળાઈ મળી. આવા ‘કાચના પોટા’ જેવા એકના એક પુત્રને માતાપિતાએ હથેળીમાં જ ઉછેરવો શરૂ કર્યો. રખેને એ ‘પોટો’ નંદવાઈ જશે એ બીકે સાત વર્ષ સુધી ઘર બહાર પગ પણ ન મૂકવા દીધો. ગામને પાદર નદી વહે છે કે તળાવો ડેકાં દે છે એની એમને આઠ વર્ષ સુધી ખબરેય પડી ન હતી. આને લીધે એ તરવાનું તો શીખ્યા જ ન હતા. પરિણામ એ આવ્યું કે અંત સુધી

અજાણ્યા પાણીમાં પગ મૂકતાંયે ફૂલચંદભાઇ ડરતા. રખેને ટાઢ તડકો લાગે એ માટે એમને માબાપ ઘર બહાર પગ મૂકવા ન દે, પછી મેળા વગેરે જોવાની તો વાત જ શાની કરવી ? આવા લાડકોડ અને લાલનપાલનથી માતપિતાએ એમની ફૂલ-કાયાને મૃદુતાથી મઢી દીધી. પોપટની ચાંચ જેવું નાક, તેજસ્વી આંખો, વિશાળ ભાલ અને લાલ બુંદ સરીખા એમના શરીરમાં પારદર્શકતા ઉમેરાઇ અને એણે કાયાને અતિ સુંદર બનાવી દીધી.

પિતાને વઢવાણ શહેર અને વઢવાણ કેંપમાં અનાજની દુકાનો ચાલતી હતી. એ દુકાનોમાં મણ-અધમણ તો શું, પણ પાંચ મણ-દસ મણના સોદા પણ ન થતા. રેલગાડીને અભાવે એમને ત્યાં પંજાબના ઘઉંની પોઠો ઉતરતી, હિંદના પ્રાંતે પ્રાંતથી મગ અને ચોખાની વણઝારો ઠલવાતી. વણઝાર-ઠાલવ્યા એ અનાજને 'નથુ માણકા'ના નામથી ચાલતી એમની પેઢી આખા કાઠિયાવાડમાં પાથરી દેતી. ફૂલચંદ કસ્તુરચંદ, કસ્તુરચંદ નથુ, નથુ માણકા. આખા કાઠિયાવાડમાં એ પેઢી ઘણી મોટી ગણાતી. એ પેઢીને બંધ થયાં આજે લગભગ ૩૦-૩૫ વર્ષ થવા આવ્યાં, પણ હજીયે ક્યારેક ફૂલચંદભાઇને ત્યાં અનાજના સોદા કરવાની માગણી કરતા કાગળ 'નથુ મણકા' ને સરનામે ટપકી પડે છે !

આવા લાખોનો વેપાર કરનાર અફડાટ વેપારીના એકના એક પુત્રને લાલનપાલનમાં શી કમીના રહે ? પણ વારસાગત મળેલ કોમળ શરીરમાં અતિ લાલનપાલન ભળતાં, પરિણામ તો બે જ આવ્યાં : બાળપણની કાયમી માંદગી અને જિંદગીભરનું નાજુક શરીર.

એ પાંચ છ વર્ષના થયા ત્યારે ભારે માંદા પડી ગયેલા. એ વિષે પોતાની આત્મકથામાં લખે છે કે :

'પાંચ છ વર્ષની ઉમરના અરસામાં મારા માથે એક ઘાત ગઇ એમ કહી શકાય. મને ગરમીની વ્યાધિ જણાવા લાગી. નાકમાંથી અને મુંઢેથી લોહીની ધારાઓ થવા લાગી. તે વખતે સાસ્વારમાં ડો. અમરશીભાઇ હતા.

અમારા કુટુંબ સાથે એમને સારો સંબંધ. ડોક્ટર બિચારા મારા માટે બહુ કાળજી રાખતા. મને રાજી કરવા મારી સાથે પત્તાંની રમત રમે, મને હસાવે, ખેલાવે. રાત ને દિવસ ગરમી શાંત કરવા અર્થે માથા ઉપર બરફ રાખવામાં આવતો. આ માંદગી દરમ્યાન એક બે વખત સખત ઝોખો આવી ગયેલો અને સૌને મારા જીવન સંબંધી નિરાશા ઉપજી. પિતાજી સામાન્ય રીતે કઠણ છાતીના ગણાતા, પરંતુ એમણે ધીરજ છોડી, એ રડી પડયા : ' મારે હવે આ સંસારમાં જીવવું વ્યર્થ છે, હું તો ગૃહસ્થધર્મ છોડી, જૈન મુનિનું વ્રત ગ્રહણ કરીશ.' પિતાજીની આ પ્રકારની અસ્વસ્થતા છતાં માજીએ ધૈર્ય રાખ્યું અને બોલ્યાં : ' દીકરાનું થવાનું હોય તે થશે, પણ જ્યાં લગી એના દેહમાં પ્રાણ છે ત્યાં લગી ઉપચાર કરવા એ આપણો ધર્મ છે. તમે પુરુષો રડવા લાગશો તો ડાક્ટરને કોણ બોલાવશે ? દવા વગેરે કોણ લાવશે ? માટે હિંમત રાખી ઉપચાર કરો.

' માજીનાં આ ધાર્મિક વચનો સાંભળી પિતાજી હિંમત રાખી શકયા અને ધીરે ધીરે મારી તબિયત પણ સુધરવા લાગી. ચિંતાનું કારણ દૂર થયું. ડાક્ટરને યશ મળ્યો અને ઘરનાં સૌ રાજી ગયાં.'

આવા સાજામાંદા દેહે, ' ભણી ગણીને ઝટ ઝટ બાજંદો થાય ' એ આશાથી માતાપિતાએ પાંચમે વર્ષે જ પુત્રને વઢવાણ કાંપની એક ખાનગી શાળાએ બેસાર્યો. આવા શ્રીમંત વેપારીના પુત્રનો શાળાએ બેસવાનો દિવસ એટલે તો શાળામાં પણ ઉત્સવ મનાયો. છોકરાંઓને મીઠાઇ અને રજા, તથા શિક્ષકોને રૂપિયા વહેંચાયા. ફૂલચંદભાઇનો અભ્યાસ શરૂ થયો, ઘેર પણ શિક્ષક ભણાવવા માટે રોકવામાં આવ્યા.

બાળક ફૂલચંદ સવારમાં શાળાએ જાય ત્યારે નાસ્તો કરે; વળી આઠ—નવ વાગે દુકાનનો નોકર શાળાએ કઢિયેલ દૂધ પહોંચાડવા જાય. બપોરે તે ભોજન કરવા આવે અને રોંઢા ટાણે નાસ્તો કરવા માટે (એ સમયે તો ઘણા મોંઘા ગણાય એવા) ૩–૪ પૈસા મળે. આવા લાડકોડથી ઊછરતા પુત્રને એક વાર પ્રશ્નોત્તરીમાં ' માસ્તર હું કહું ? ' એમ વારો ન હોવા છતાં બોલી જવાથી શિક્ષકે મારેલ તેથી તો પુત્રે ધાંધલ મચાવેલું અને શિક્ષકને માફી માગવી પડેલી. આ રીતે નાનપણથી જ આવી દોમદોમ સાહ્યબીમાં અને પડયો બોલ ઝિલાય

એવી સ્થિતિમાં ઊછરનાર ફૂલચંદભાઈનો સ્વભાવ કોઈનું એક વેણ પણ ન સાંખી શકે તેવો ઘડાતો જતો હતો. એ સ્વભાવે આગળ જતાં સાચા સ્વમાનનો પંથ લીધો, એને એકએક અન્યાય સામે મોરચો માંડવામાં અને ફૂલચંદભાઈને જીવનભરના યોદ્ધા બનવામાં ફાળો આપ્યો.

અન્યાય સામે માથું ઊંચકવાનો નાનકડો છતાં એક સૂચક પ્રસંગ એ જ્યારે વઢવાણ કાંપની મિડલસ્કુલમાં અંગ્રેજીનો અભ્યાસ કરતા હતા ત્યારે બની ગયેલો. એમના હેડમાસ્તરનો સમય બપોરે ૧ થી ૨નો રહેતો, છતાં મોટે ભાગે એ વર્ગને સવાબે કે અઢી વાગે જ છોડતા. વિદ્યાર્થીઓને જમી કરીને પાછું ત્રણ વાગે આવી જવું પડે. આથી એક દિવસે ફૂલચંદભાઇ વગેરે વિદ્યાર્થીઓ એક સ્થળે ભેગા થયા. હેડ-માસ્તર મોડા છોડે તો એ પછી રજાના વખત પ્રમાણે બરાબર એક કલાક બાદ આવવું એમ તેમણે ઠરાવ્યું. તેમણે એમ કર્યું પણ ખરું. શિક્ષક ગુસ્સે થયા, બધાને બાંકડા પર ઊભા કર્યા અને દંડ પણ કર્યો. સૌ ઊભા થયા પણ દંડ કોઈએ ન ભર્યો. છેવટે દંડ મોકૂફ રહ્યો અને હેડમાસ્તરે વિદ્યાર્થીઓને નિયમિત છોડવા માંડયા.

વિદ્યાર્થી ફૂલચંદ ભણવામાં હોશિયાર હતા. શાળાનો અભ્યાસ વિના મહેનતે કરી શકતા અને ઉંચો નંબર રાખતા. કેટલાક વિદ્યાર્થીઓ એમની પાસે ભણવા આવતા. એમના વિષે પોતાની આત્મકથામાં ફૂલચંદભાઇ લખે છે કે:

'આ વિદ્યાર્થીઓ પરીક્ષાના દિવસોમાં પરીક્ષકની નજર ચુકાવીને મારી પાસે આવી મારા લખેલા કાગળો ઉઠાવી જતા અને તેમાંથી નકલ કરી લેતા. આ રીતે ચોરી કરીને પાસ થઇ જવામાં તેઓ આનંદ માનતા. પણ મને આ વસ્તુ પસંદ નહોતી. મારું દિલ દુઃખાતું છતાં એમને અટકાવવાની મારામાં નૈતિક હિંમત નહોતી.'

આમ જૂઠ પ્રત્યે નફરત નાનપણમાં જ મૂળ ઘાલતી આવતી હતી.

અભ્યાસ સિવાય બાકીનો સમય એ દુકાને જતા. પિતાજી એને દુકાનના હિસાબ કિતાબનું વ્યવહારિક જ્ઞાન આપતા. ફૂલચંદભાઇ

અંગ્રેજી ભણતા એટલે દુકાનના સોદાના તાર એ લખી દેતા અને કરી આવતા.

આમ ઘર, શાળા અને દુકાન વચ્ચે જ રોકાઇ જવાથી ફૂલચંદભાઇ વિદ્યાર્થીમિત્રો ન બનાવી શક્યા. પણ એને કારણે વિદ્યાર્થી અવસ્થામાં સહયોગીઓના સહવાસથી મળતાં અનેક અનિષ્ટોથી એ બચી ગયા અને માનસિક તંદુરસ્તી જાળવી શક્યા.

હા, એક પ્રસંગ બનેલો ખરો. એમની ખૂબ સુંદર કાયાથી લોભાઇને એક દુષ્ટ છોકરો બદઇરાદાથી એમને એકલા જાણીને એમની પાછળ પડેલો, પણ ફૂલચંદભાઇ મૂઠીઓ વાળીને નાસી છૂટેલા અને ઘર ભેગા થઇ ગયેલા.

શાળાના અભ્યાસમાં આ રીતે વધ્યે જતા ફૂલચંદભાઈ પર માતાપિતાના વિશુદ્ધ આચરણની અવ્યક્ત અસર પડયે જતી હતી.

પિતા લાખોનો વેપાર કરતા છતાં સત્યપરાયણ હતા. એમની સત્યપરાયણતા આજે પણ વઢવાણ અને કેંપમાં લોકોક્તિ સમી છે. કેટલાયે દેણદારોએ એમને પાછળથી પૈસા નહિ આપેલા. એ બાબત એકાદ વખત એ કોર્ટમાં સાક્ષી તરીકે ગએલા, પણ એક વખત જતાં જ જ્યારે એમને લાગ્યું કે ત્યાં નરદમ સત્ય બોલ્યું કામ નથી આવતું, ક્યારેક સત્ય બોલવામાં થોડીક છૂટ પણ મૂકવી પડે, ત્યારથી એમણે કોર્ટમાં જવાનું છોડી દીધું હતું.

આ સત્યપરાયણતા સાથે સામાયિક, પ્રતિક્રમણ, પાઠપૂજા, વ્યાખ્યાન-શ્રવણ વગેરેથી ભરપૂર એમનું નિયમિત રોજિંદું જીવન ચુસ્ત જૈનધર્મી જેવું હતું. એ તીર્થોએ પણ જઇ આવતા. એક વખત તો પોતે જ સંઘ કાઢીને, પગે ચાલીને શત્રુંજયની યાત્રા તેમણે કરેલી.

પિતાનો વારસો ફૂલચંદભાઇમાં પણ ઊતર્યે જતો હતો. એ પણ વહેલા ઊઠે, નહાય, સામાયિક પ્રતિક્રમણ કરે, પાઠપૂજા કરે અને

આખ્યાન સાંભળવા જાય. ઉપરાંત સાંજ પડયે એમની દુકાને એકઠા થતા વેપારીઓના ધાર્મિક વાર્તાલાપો તથા શ્રીપાળ રાજાનો સુંદર રાસો તે ભાવપૂર્વક સાંભળતા. કયારેક પોતે પણ મોટાઓ સાથે ચોપાઈ દૂહા લલકારવામાં કૂદી પડે.

બીજી બાજુ અમ્રતમા પણ પોતાની રીતે બાળક પર સંસ્કાર સીંચી રહ્યાં હતાં. સાત-આઠ ઉપવાસ કરવા એ માને મન તદ્દન સ્વાભાવિક વાત હતી. પણ એથીયે વિશેષ તો એમની ઉદારતા અને માનવપ્રેમ હતાં. એમની પાસે આવેલ કોઈ દીનદુઃખી ખાલી હાથે પાછું ન વળતું. ઘેર જ્યારે સાધનો હતાં ત્યારે તો એમને હાથે ગરીબગુરબાં અને સગાંવહાલાંને કેટલું અપાતું તેનો કોઈ હિસાબ જ નહોતો. પણ પાછળના દિવસોમાં સ્થિતિ કપરી બની ત્યારે પણ ૪૦—૫૦ રૂ.ના માસિક આધાર-માંથી ૧૫–૨૦ રૂપિયા એ કોઈને આપી દેતાં અચકાતાં નહોતાં. ૨૦–૨૫ રૂપિયા ખર્ચી શકે એવી સ્થિતિ આવી ત્યારેય ૫–૭ રૂપિયાની કોઈને મદદ દેતાં અને છેલ્લે જ્યારે માત્ર ૧૦ રૂપિયામાં જ ચલાવી લેવા જેવી સ્થિતિ આવી ત્યારે પણ એમાંથી ૩–૪ રૂપિયા આપ્યા વગર એમનો જીવ રહી શકતો નહિ.


અમ્રતમા

ઉદારતા સાથે એ સેવાપરાયણ હતાં. કુટુંબમાં કે આસપાસમાં

કોઇ માંદું પડે ત્યારે એની સારવાર કરવામાં અગ્રભાગે એ જ હોય. બહારની આડતને કારણે ઘેર આવતા વણઝારા અને આડતિયાનાં ચાલીસ ચાલીસ પચાસ પચાસ માણસો ઉતરતાં તે બધાંને, એકલાં પોતાને જ હાથે રસોઇ રાંધીને ભાવપૂર્વક એ જમાડતાં.

માતાપિતાની આવી અવ્યક્ત અસરમાં રંગાતા જતાં ફૂલચંદભાઇએ અંગ્રેજી પાંચ ધોરણ વઢવાણ કેંપમાં પૂરાં કર્યાં. પછીને માટે વઢવાણ શહેરમાં મેટ્રીક સુધીની સગવડ હતી. પણ ત્યાં ભણેલ કુટુંબનો કોઇ દીકરો મેટ્રીક ન થયેલ હોવાથી, પુત્રને સારી પેઠે ભણાવવાની ઇચ્છા સેવનાર પિતાએ તેમને રાજકોટ ભણવા મોકલ્યા. આ અરસામાં જ વઢવાણ શહેર અને કેંપમાં ધીકતો વેપાર જોઇને એમણે એક દુકાન રાજકોટમાં જ નાખેલી, અને એ દુકાન ફૂલચંદ કસ્તુરના નામથી જ શરૂ કરેલી. એ દુકાન ફૂલચંદભાઇના એક કાકા ચલાવતા. એ દુકાન શરૂ કરતી વખતે જ એ શુભ પ્રસંગનું નિમિત્ત શોધીને વઢવાણ શહેરના એમના જેવા જ અન્ય માતબર શેઠ સુખલાલ કમળશી પોતાની દીકરી શારદાનું શ્રીફળ લાવીને ઉભા રહ્યા. કુટુંબનાં બીજાં બાળકો ૧૩-૧૪ વર્ષે પરણાવેલાં તેનાં કડવા પરિણામ આવેલાં. તેથી ફૂલચંદભાઇને તો વીસમે વર્ષે જ પરણાવવા એવી પિતાની ઇચ્છા હતી. છતાં આ શુભ પ્રસંગને કારણે સામા પક્ષે તેમને શરમાવીને સગપણ કરાવી નાખ્યાં. શારદાબેન પણ એમના પિતાને દીકરીમાં એક જ હતાં તેથી ભારે લાડઘેલાં હતાં. તેથી જ એમનું હુલામણું નામ ઘેલીબહેન પડેલું. આમ બે શ્રીમંત કુટુંબનાં લાડઘેલાં બાળકનાં સગપણ થયાં.

સગપણ બાદ એ રાજકોટ ભણવા ગયા; વઢવાણ-રાજકોટ એમનો પ્રથમ રેલવે-પ્રવાસ હતો. ત્યાં તો ઘર ચાલતું જ હતું. આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં તે દાખલ થયા. બે વર્ષના અહીંના અભ્યાસ દરમ્યાન તેમને બે ચાર મિત્રો થયા પણ ઉપલક જ. ફૂલચંદભાઇ એમની આત્મકથામાં લખે છે :

'કેટલીક વાર હું એમને ત્યાં જતો, કોઇ વેળા તેઓ મારે ત્યાં આવતા. તેમની સાથે મુખ્યત્વે અભ્યાસની જ વાતો થતી. કોઇ વાર સાથે મળીને મેચ જોવા જઇએ; બાકી નાસ્તા ઉડાવવા, સાઇકલની સહેલગાહ કરવી કે નાટકો જોવાં–ઇત્યાદિ કોઇ પણ વ્યસન ચોંટેલું નહિ એટલો ઇશ્વરનો પાડ.'

અભ્યાસ સિવાયનો મોટો ભાગ ત્યાંની દુકાનના હિસાબ કિતાબ તથા ધાર્મિક પૂજાપાઠમાં વ્યતીત કરતા. રાજકોટનિવાસ દરમિયાનનો એક અન્ય પ્રસંગ ફૂલચંદભાઈ એમના જીવનમાં ટાંકે છે:

'અમારી પડોશમાં એક આધેડ વયનો પુરુષ રહેતો, તેને પત્ની ને છોકરાં હતાં. લોકો એને મશ્કરો કહેતાં. પડોશમાં બે ત્રણ અવિવાહિત દીકરીઓ રહેતી. આ દીકરીઓ સાથે કોઇ વેળા આ પુરુષ અમર્યાદિત અને વિકારી વાતો કરતો. મારા સાંભળવામાં આ વાતો કોઇ વાર આવી જતી. કાંઇક આ વાતાવરણના દોષથી એક બેન સાથે સ્પર્શાસ્પર્શના દોષમાં હું એક બે વાર પડેલો એવું ઝાંખું સ્મરણ છે. પણ એમાંથી તો હું જલદી મુક્ત થઇ શકયો. ઇશ્વરે લાજ રાખી અને ઝેરી વાતાવરણ નષ્ટ થયું.'

જીવનમાં બનેલા આવા એકાદ બે પ્રસંગોએ જ ફૂલચંદભાઇને કાયમ માટે જાગ્રત બનાવી દીધા અને પછી તો અનેકવિધ પ્રવૃત્તિઓમાં પોતાને જોતરી દેનાર એ કર્મશીલ વ્યક્તિનું સંયમી જીવન સ્વાભાવિક બની ગયેલું.

બે વર્ષ બાદ ૧૯૧૧ માં તે મેટ્રીક માટે તૈયાર થયા. તે અમદાવાદ પરીક્ષા આપવા ગયા અને પાસ થયા. એમના કુટુંબમાં મેટ્રીક પાસ થનાર એ પોતે પ્રથમ જ હોઇને એ દિવસ ઉત્સવનો મનાયો.

પણ આ દરમિયાન દુકાનની ભાંગતી દશા બેસી ગઇ હતી. પિતા જૈનધર્મી હતા, પણ એક કાકાને અંબાજી માતા તરફ આસ્થા વધેલી. એ માનતા કે માતા પ્રસન્ન થાય તો નાણાંની રેલમછેલ થાય. એમને ધૂતનાર એક ભૂવો પણ ભેટી ગયો. એણે કાકાના એક દીકરા પર હાથ મૂકીને એને પણ ધૂણતો કર્યો. ભાવતાલ મેળવવા માટે ડાકલાં બેસારીને એ છોકરાને ધુણાવવા બેસારે. એના શરીરમાં માતા પ્રવેશ કરે અને બરાબર ધૂણવા લાગે ત્યારે અનાજના

ભાવતાલ કાકા પૂછે અને એ રીતે વેપાર ચલાવ્યા કરે. પરિણામે વેપાર નબળો પડતો જતો હતો. ફૂલચંદભાઈના પિતા પણ એવા ભાવતાલ પર શ્રદ્ધા રાખવામાં ખેંચાઈ ગયેલા. અને ફૂલચંદભાઈ અમદાવાદ પરીક્ષા આપવા ગયા તે પહેલાં માતાએ તેમને હાથે અંબાજીની રાખડી પણ બાંધેલી. પણ વેપાર ભાંગતો જતો હતો એનું સાચું કારણ તો આ હતું કે હિંદના પ્રાંતેપ્રાંતમાં ચાલતો એમનો વેપાર નોકરો હસ્થુ હતો. નોકરોએ ધાણુ વાળ્યો, લેણદારો વધી પડયા, દાવા થવા માંડયા, કોઈની પાઈ પણ ન રાખવાની ઇચ્છાવાળા સત્યનિષ્ઠ પિતા પર એની અસર થવા માંડી, એ હિંમત હારી બેઠા અને માંદા પડયા.

આ સમયે મેટ્રીક પસાર કરીને ફૂલચંદભાઈ ભાવનગર શામળદાસ કોલેજમાં અભ્યાસ કરવા ગયા હતા. પિતાની માંદગીમાં એમના કાકા ઘર અને દુકાનના ધણીરણી થઇ બેઠા અને મોટા ભાઈની આમન્યા લોપી અપમાન કરવા લાગ્યા. પિતાની તબિયત વિશેષ લથડી. ફૂલચંદભાઈ ભાવનગરથી ઘેર આવ્યા. પોતાનો દેહ વઢવાણ શહેરમાં જ પડે એવી કસ્તુર શેઠની ઇચ્છા હતી, પણ દેહ ગાડી કે સગરામનોયે હડદો સહન ન કરી શકે તેમ હોઈ, દુકાનના પ્રીતિપાત્ર નોકરોએ શેઠને પાલખીમાં રૂના પોલ વચ્ચે મૂકી વઢવાણ પહોંચાડયા. કેંપમાંથી વિદાય દેતાં વેપારીઓએ આંસુ પાડયાં. વઢવાણમાં દેહ આઠ દિવસ ટકયો. અંતિમ કાળ સુધી પિતા જાગ્રત રહ્યા. શરીર પરથી ઘરેણાં દૂર કર્યાં, સૌને શાંતિ રાખવા કહ્યું, અને પ્રભુસ્મરણ કરતાં શાંતિથી એમણે દેહ છોડયો.

## (૨) રાષ્ટ્રભાવનાના અંકુર

પિતાના મૃત્યુ બાદ ફૂલચંદભાઈનું લગ્ન થયું અને સામળદાસ કૉલેજમાં પ્રથમ વર્ષ પસાર કરીને બીજા વર્ષ માટે એમના સાળા પોપટભાઈ સંત સાથે પૂના ફર્ગ્યુસન કૉલેજમાં એ ઊપડ્યા.

ઘરની સ્થિતિ તો ભાંગી ગઈ હતી તેથી કૉલેજનું ખર્ચ સસરાએ આપેલું. પણ ઘેર માતા, બેન તથા પત્નીની સ્થિતિ કફોડી હતી. પિતાના મૃત્યુ વખતે જ ઘરમાંથી રહ્યુંસહ્યું વગેસગે થઈ ગયું હતું, આથી દુકાનેથી એમને મળતાં અનાજનાં સીધાં પર આધાર રાખવો પડતો, પણ સમય પલટાતાં, એ જ દુકાનના ધણીરણી કસ્તુર શેઠનાં વિધવાને અનાજનાં સીધાં મળવામાંયે ધાંધિયા થવા માંડ્યા અને એક વાર એમને એવા શબ્દો સાંભળવા પડ્યા કે: 'દાણાબાણા નહીં મળે. તારા બાપનો ડાબલો દાટ્યો છે કે વારેવારે લાગી જ છો ! થા ઊભી, ચાલતી પકડ.'

મા એક પણ શબ્દ બોલ્યા વગર ઊઠી ગયાં, અને કંપ છોડી શહેર આવી વસ્યાં. ગઈકાલના લખપતિની જાજરમાન ધણિયાણી થડકોય ખાધા વગર મજૂરીએ ચડી ગઈ અને નિર્વાહ માટે મહાજનના વંડાનાં છાણાં થાપવાના ઈજારા રાખવા, ડાંગર ખાંડવી, દળણાં દળવાં વગેરે શરૂ કર્યાં. નાની બેન ભરતગૂંથણ કરતી. એ વખતની સ્થિતિ નોંધતાં ફૂલચંદભાઈ લખે છે :

'એ દિવસોમાં બે ટંક રાંધવાનું તો ક્યાંથી હોય? સવારે રાંધ્યું હોય તે સાંજે ચલાવે. નાની બેનને ખાવાનું મન તો ઘણુંયે થાય, પણ એ બિચારી સંયમ રાખતી અને કોઈ વેળા મા જ઼ ઢોકળુંઢેબરું કરી આપે તો ખુશખુશ થઈ જતી.'

આવી સ્થિતિમાં મા અને દીકરી મોટા ત્રણ માળના મકાનમાં દિવસ વિતાવતાં. ફૂલચંદભાઈના સસરા ડોશીમાની સ્થિતિમાં બોજો ન લાદવાની

ઇચ્છાથી ધેલીબેનને પોતાને ઘેર જ વિશેષ રાખતા. આવી સ્થિતિમાંયે મા ખામોશીથી દિવસ વિતાવ્યે જતાં. ઘેર વેકેશન ગાળવા આવેલ પુત્રને કાને પણ આ સ્થિતિની વાત ન પહોંચે તેની કાળજી રાખવા માટે નાની બેન તથા ફૂલચંદભાઈનાં પત્નીને કહેતાં કે: 'જુઓ, ઇશ્વર જેવા દહાડા આપે તેવા સુખે ગાળી નાખવા. નકામાં દુ:ખી ન થવું. હૈયાં ન બાળવાં. 'સમય વર્તે સાવધાન' એટલે આપણે પણ સમય વર્તી સાવધાન થવું અને ભાઇને સંતાપ થાય એવી વાતો ન કરવી. વળી આવા દહાડા કયાં સદા રહેવાના છે? કાલ સવારે ભાઇ ભણી રહેશે ને કમાતો થશે એટલે આપણે સોનાનો સૂરજ ઊગશે.' ઘરની આવી સ્થિતિથી અજાણ ફૂલચંદભાઇ પૂનામાં ફર્ગ્યુસન કૉલેજમાં અભ્યાસ વધારી રહ્યા હતા.

રાજકોટ, ભાવનગર બાદ અહીંના વિશાળ વાતાવરણ વચ્ચે અન્ય ધર્મોની સાથે પરિચયમાં આવતાં ફૂલચંદભાઇની ધાર્મિક માન્યતામાં પલટો થતો ચાલ્યો. અત્યાર સુધી માત્ર આસપાસના વાતાવરણ પ્રમાણે પાઠપૂજા કર્યે જતા ફૂલચંદભાઈમાં વિશાળ દૃષ્ટિ આવતાં ચાલુ જૈનધર્મની પ્રણાલિમાં દંભ લાગવા માંડયો અને એમણે પાઠપૂજા છોડયાં જૈનધર્મમાં પેઠેલો સડો એમને દુ:સહ્ય લાગતો ગયો. એ સડાની સાથે દેશના અન્ય સડા પણ એમની નજર સમક્ષ ચડવા માંડયા. અને એ બધાનો ઉપાય એમને રાષ્ટ્રીય જીવનમાં, રાજકીય ઉત્ક્રાન્તિમાં લાગ્યો. ગુજરાતમાં તો એ સમયે રાષ્ટ્રભાવનાના અંકુર પણ ફૂટયા ન હતા. પણ તિલક મહારાજનાં પરાક્રમો, આપભોગ, એમનો મશહૂર કેસ, વગેરે બાબતોથી રાષ્ટ્રીય વાતાવરણે ધમધમતા એ કૉલેજના વાયુમંડળે એમને રાષ્ટ્ર વિષે વિચાર કરતા કરી મૂકયા. ત્યાંની રાષ્ટ્રીય ચર્ચાઓથી એ પણ કટ્ટર રાષ્ટ્રવાદી થતા ચાલ્યા. પરદેશી તંત્રને હિંદમાંથી કેમ કાઢવું એની કલ્પનાઓ પણ તે કરવા લાગ્યા.

આ સમયે એમના સાથી શ્રી. પોપટભાઈ સંત હતા. ગરીબને જોઇને અંગ પરથી કપડું ઉતારી દેનાર પોપટભાઇ પણ કટ્ટર રાષ્ટ્રીવાદી

હતા અને સાદાઇ તથા બ્રહ્મચર્યના ઉપદેશક હતા. એ ફૂલચંદભાઇના જીવનમાં રાષ્ટ્રીય વાતાવરણના સંસ્કાર સીંચી રહ્યા હતા અને એમના રાષ્ટ્રીય ઘડતરને ઘાટ આપી રહ્યા હતા. અહીંના એક વર્ષના વસવાટ દરમિયાન ફૂલચંદભાઇમાં દેશસેવા કરવાની ભાવના ઊગી અને સ્થિર થઈ.

એ પછી બી. એ. નાં બે વર્ષ એમણે મુંબઇ વિલ્સન કૉલેજમાં જૈન બોર્ડિંગમાં રહીને ગાળ્યાં. પહેલે જ દિવસે ઝાલાવાડી ફેંટો બાંધીને હાજર થનાર આ વિદ્યાર્થીને જોઇને ત્યાંના વિદ્યાર્થીઓને કૌતુક થયેલું. એમણે ઘરની સ્થિતિ જોયેલી એટલે નાટક–સીનેમા તો શાનાં જ જોવાનાં હોય ? પણ માજીને પુત્રના શરીરની ચિંતા ખૂબ થતી એટલે પોતે બહારની એક પણ ચીજને ન અડતાં. વઢવાણથી નીકળતી વખતે માજી પેટ સારું રહે એ માટે સાથે કાળીજીરીની કોથળી બંધાવતાં અને રોજ ખાવાની સૂચના આપતાં, તે પ્રમાણે એ માતાજીની આજ્ઞાનુસાર ખાતા અને શરીરને જાળવવા બહારની કોઇ વસ્તુ ન ખાવાનો નિયમ પાળતા.

અંગ્રેજી તંત્ર પ્રત્યે પૂનાથી જ રોષ થયેલો, એમાં અહીંની કૉલેજમાં બાઇબલ પરાણે શીખવતા તેથી એમનો ગુસ્સો વધ્યો. પ્રાર્થના–સમાજમાં ક્યારેક જતા. બોર્ડીંગમાં પણ ચર્ચા કરતા. આમ ૧૯૧૫માં એમણે ઇતિહાસ લઇને બી. એ. પસાર કર્યું.

## (૩) જીવનદીક્ષા

ગ્રેજ્યુએટ થઇને ફૂલચંદભાઇ ઘેર આવ્યા. ઘરની સ્થિતિની તો ખબર જ હતી. માજી દુ:ખના દહાડા પસાર કરતાં કરતાં રાહ જોતાં બેઠાં હતાં કે હવે દીકરો કમાશે ને દુ:ખના દિવસો જશે. તેમણે નોકરીની તપાસ આદરી. પોપટભાઇએ કોઇ રાષ્ટ્રીય ખાતામાં જ

નોકરી કરવા સલાહ આપી. પણ તાત્કાલિક એવી કોઇ નોકરી જડે તેમ ન હોઇ, માતાનો બોજો હળવો કરવા વઢવાણની હાઇસ્કૂલમાં રૂા. ૪૩ ના પગારથી ૧૯૧૬ના જૂનથી તે શિક્ષક તરીકે જોડાયા.

આ નોકરી દરમિયાન પણ રાષ્ટ્રીય સંસ્કાર પી આવેલા ફૂલચંદભાઇનો આંતરિક વિકાસ આગળ વધ્યે જતો હતો. કોઇની ખુશામત તો એ કરે જ નહિ. એકાદ વખત દરબારમાં ધોળ કરવા ગયેલા પછી કદીયે ન ગયા. દિવાળી ટાણે બીજા બધા શિક્ષકોની જેમ પોતે કદી અમલદારોની સલામે ન જાય.

આ વખતે અંગ્રેજી શિક્ષણનો પ્રભાવ પુરેપૂરો પડી ચૂકયો હતો. શિક્ષક તો વિદ્યાર્થીથી દૂર, ઊંચે આસને, સલામ કરવાને જ સ્થાને બિરાજે એવી માન્યતાઓ એ સમયે પ્રવર્તતી હતી. શિક્ષક ફૂલચંદભાઇએ એ ધરેડ તોડી. તેઓ વિદ્યાર્થીઓ સાથે હળવામળવા ને ફરવા જવા લાગ્યા તથા ચર્ચાઓ કરવા લાગ્યા. એમની સાથે વ્યાયામશાળાએ પણ તે જવા લાગ્યા. વાતોચીતો અને ચર્ચાઓ દ્વારા તે બાળકોમાં રાષ્ટ્રભાવના અને સાદાઇનાં બીજ રોપવા લાગ્યા. ભવિષ્યમાં ભારતમાતની મુક્તિ અર્થે આપણે અત્યારથી જ ચારિત્ર ઘડીને, બ્રહ્મચર્ય પાળીને તૈયારી કરવાની છે એમ વિદ્યાર્થીઓને વર્ગ લેતાં લેતાં એ સંભળાવ્યા કરતા. સ્વાશ્રયી થવા માટેનો દાખલો પોતે જ ધોકો લઇને કૂવે કપડાં ધોવા જઇને આપ્યો. પોપટભાઇ એમને આવી પ્રવૃત્તિમાં પ્રોત્સાહન આપી રહ્યા હતા. એમની આ પ્રવૃત્તિ જોઇને એક વખત હેડમાસ્તરે ચેતાવેલા પણ ખરા કે: 'વિદ્યાર્થીઓ સાથે આ રીતે ભળવું એ સારું નહિ. તમારી એ 'પોઝીશન': મોભો ન ગણાય.' પણ એમને એવી 'પોઝીશન' વળગી નહોતી. બપોરે છૂટીના સમયમાં પણ શાળામાં જ રહેવું જોઇએ એવા શાળાના અંધિયાર વાતાવરણમાં શ્રીમંત પિતાનો સ્વતંત્ર મીજાજનો આ ફકીર પુત્ર અકળાવા લાગ્યો. આવી બાબતો સામે તેમણે વિરોધ પણ કર્યો. દરમિયાન એક પ્રસંગ બન્યો.

વઢવાણ કૅંપમાં શ્રીમદ્ રાજચંદ્રજીની જયંતી ગાંધીજીના પ્રમુખપદે ઊજવાતી હતી. ત્યાં જવા હેડમાસ્તર પાસે તેમણે રજા માગી તો તેમણે દીવાનસાહેબ તરફ આંગળી ચીંધી. દીવાન હાજર ન હોવાથી ચિઠ્ઠી લખીને એ જયંતીમાં ભાગ લેવા ગયા. ગાંધીજીની શાંત વાણી સાંભળી એ ખૂબ રાજી થયા. એમના પ્રત્યે પ્રથમ જ શ્રવણે ભક્તિભાવ પેદા થયો. રાજી થતા એ ઘેર આવ્યા અને બીજે દિવસે શાળાએ ગયા ત્યાં હેડમાસ્તરે એમને ઠપકો આપ્યો કે : 'તમે શિક્ષક છો એટલે તમારાથી રજા વિના ન જવાય."

ફૂલચંદભાઈ ધૂંધવાઈ ઊઠયા ને બોલ્યા: 'રજા બાબત ચિઠ્ઠી મોકલવાથી વિશેષ મારે કરવાપણું નહોતું. છતાં ઠીક ન લાગતું હોય તો મારે આ ગુલામીનાં બંધનવાળી નોકરી નથી જોઈતી.' ટપાટપી વધી ગઈ, કોઈ વચ્ચે પડતાં વાત પતી ગઈ, પણ પરિણામ શાળા છોડવાના નિર્ણયમાં આવ્યું.

આ દિવસોમાં મહાત્માજીએ અમદાવાદ આવીને કોચરબમાં આશ્રમ શરૂ કર્યો હતો. ગાંધીજી કૅંપ આવેલા ત્યારે ફૂલચંદભાઈ એમના તરફ આકર્ષાયેલા. પોપટભાઈ સંતે એમને ગાંધીજીના આશ્રમમાં જોડાવા માટે સૂચના કરી. શાળાના નિયમ–બાંધ્યા જીવનથી કંટાળેલ ફૂલચંદભાઈને તો ભાવતું હતું તે મળ્યું. રાષ્ટ્રીય ભાવના અનુસાર જીવવા તલસતા એમના મનને આ વાત ગમી ગઈ અને તરત જ હા પાડી. તરત જ રાજીનામું આપ્યું અને ગાંધીજીનો જવાબ આવ્યા પહેલાં જ પોપટભાઈ સાથે તે અમદાવાદ આશ્રમ જોવા ઉપડયા. તેઓ ગાંધીજીને મળ્યા, અને આશ્રમમાં દાખલ થવાનું નક્કી થયું. પોપટભાઈએ તો આશ્રમમાં આખી જિંદગી સેવા કરવાનું લખી આપવા સૂચના કરી, પણ ફૂલચંદભાઈએ ના પાડી. રહેવાય ત્યાંસુધી રહીશ એટલું જ ગાંધીજીને વચન આપ્યું.

રાજીનામું પાસ કરાવવા પાછા વઢવાણ ફૂલચંદભાઈ આવ્યા. રાજીનામું આપ્યાની એમની વાત ઘણા મિત્રોને ગમી ન હતી.

શિક્ષકબંધુઓએ છ માસની રજા લઇને જવાની સૂચના કરી, જેથી ફરીને શાળામાં જોડાવું હોય તો જોડાઇ શકાય.

ફૂલચંદભાઈએ જવાબ આપ્યો : 'આપની સલાહ સારી તો છે જ, પણ ગભરાવનારીયે છે. રજા લઈને જાઉં તો કોક વેળા આ તરફ આવવા મન લલચાય. આ નોકરી મને ગુલામી સમાન ભાસે છે તેથી મારે મન એ વિષ્ઠા સમાન છે. મારે એનો સદાને માટે ત્યાગ કરવો જ જોઈએ.'

મા, પત્નિ, સગાંવહાલાં સૌને આ પગલા સામે વાંધો હતો. એ સમયે ગાંધીજીના આશ્રમમાં જોડાવું એટલે બાવો બની જવું એવી મનોદશા હતી. ત્યાં તો બધા વર્ણ ભેગા બેસી ખાય, આશ્રમમાં જોડાનારને સરકાર સામે લડવા જવું પડે—એવી એવી વાતોથી બા બહુ મૂઝાયાં અને જવા માટે ના પાડવા લાગ્યાં. પણ ફૂલચંદભાઇ અડગ રહ્યા. આશ્રમમાં જવા સામે વિરોધ હતો છતાં પુત્રનું શરીર સાચવવાના ઇરાદાથી છેવટ મા અને પત્ની પણ આશ્રમમાં સાથે જ જવા તૈયાર થયાં. વિદ્યાર્થીઓએ ભાવભીની વિદાય આપી અને ફૂલચંદભાઇ રાજીનામું દઇને ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં અમદાવાદ ઉપડયા.

પોપટભાઇ આશ્રમમાં ગયેલા ત્યારે એમના પર બે વિચાર પ્રાધાન્ય ભોગવતા હતા. એક તો આશ્રમનું રાષ્ટ્રીય વાતાવરણ મળે. બીજું પોતે શ્રીમદ્ રાજચંદ્રના ભક્ત અને ગાંધીજી પણ શ્રીમદ્ રાજચંદ્રના ભક્ત, એટલે એ ગુરુભાઇ હોઇને એમના આશ્રમમાં શ્રીમદ્‌ના સિદ્ધાંતો જીવનમાં ઉતારી શકાય એવી તેમની ભાવના હતી. પણ ફૂલચંદભાઇ તો એકલા રાષ્ટ્રીય વાતાવરણથી જ આકર્ષાઇને ત્યાં ગયેલા. થોડા સમય બાદ પોપટભાઇ આશ્રમમાંથી પાછા ફર્યા અને ફૂલચંદભાઇ આશ્રમમાં ટકી રહ્યા.

આશ્રમની પાસે મકાન રાખીને એ સમયે રંગૂનવાળા પ્રખ્યાત ધનિક ડૉકટર પ્રાણજીવનદાસ મહેતા રહેતા. ગાંધીજી પ્રત્યે તેમને અનન્ય ભાવ હતો. ફૂલચંદભાઇને આશ્રમમાં પ્રથમ આ ડૉ. મહેતાનાં

બાળકોને ભણાવવાનું મળ્યું. કાકાસાહેબની સાથે અન્ય વર્ગો પણ તેમણે લેવા શરૂ કર્યા. એમની રમૂજભરી શૈલીની વાર્તાઓથી બાળકો ભારે આનંદ પામતાં. આ ઉપરાંત પોતે આશ્રમનો હિસાબ પણ રાખતા. દુકાનનો હિસાબ નાનપણમાં જ રાખેલો એટલે એમને એ કામ તો તદ્દન સરળ લાગ્યું. આ સિવાય ગાંધીજીના અંગત મંત્રી તરીકે પત્રવ્યવહાર કરવાયે તે બેસી જતા.

આશ્રમમાં દળવું, પાણી ભરવું, સાફસુફી કરવી વગેરે કામો પોતાને જ કરવાનાં; પરોઢિયે ચાર વાગે ઊઠીને પ્રાર્થના કરવી, મસાલા–મીઠા વિનાનું સાદું ભોજન જમવું–આવું વાતાવરણ ત્યાં પ્રવર્તતું હતું. રાત્રે પ્રાર્થના વખતે ગાંધીજી અનેક મુદ્દાઓ પર પ્રવચન કરતા અને ચર્ચાઓ પણ ચાલતી. આખા હિંદના અનેક પ્રશ્નો વ્યવહારિક સ્વરૂપે ચર્ચાતા.

આ જ અરસામાં આશ્રમમાં હરિજન કુટુંબને વસાવવાનો પ્રયોગ થયો અને એની વિરુદ્ધ આંદોલન ઊઠયાં. ફૂલચંદભાઈ પર આ પ્રસંગની ઘેરી અસર પડેલી. ત્યારથી જ એમના મનમાં અસ્પૃશ્યતા–નિવારણની ગાંઠ બંધાઇ ગયેલી. પોતાની આત્મકથામાં કોઇ પણ પ્રસંગને ટાંકયા વગર, સીધી હકીકતો લખી જનાર ફૂલચંદભાઇએ આ સમયનો એક પ્રસંગ આત્મકથામાં ટાંકયો છે :

'કોચરબ આશ્રમમાં ભાઇ દેવદાસને સંસ્કૃતનો અભ્યાસ કરાવવા અમદાવાદના એક વિદ્વાન શાસ્ત્રીજી આવતા હતા. ભાઇ દુદાભાઇ આશ્રમમાં આવ્યા ત્યારથી શાસ્ત્રીજીને પણ ચટપટી થવા લાગી. એમણે શુદ્ધ ભાવે પોતાની મૂંઝવણ મહાત્માજી પાસે રજૂ કરી. એટલે મહાત્માજીએ નિખાલસતાથી જવાબ આપ્યો કે: 'આપને વાંધો હોય તો ન જ આવવું. મને એથી દુઃખ નહિ થાય. જો તમે અહીં જ્ઞાન આપીને અંત્યજ–સ્પર્શથી દોષમુક્ત થવા ઘેર જઇ સ્નાન કરો તો મારા દીકરાને એ જ્ઞાન ન મળે. એટલે સંસ્કૃત ભણ્યા વિના દેવદાસ રહે એ મને પરવડશે. શાસ્ત્રીજીને બહુ દુઃખ થયું, પણ ઉપાય શું ? એમણે નિરુપાયે આવવું બંધ કર્યું'.

આ બધા પ્રશ્નો અને આંદોલનોમાં ફૂલચંદભાઇ ખૂબ રસ લેતા, ચર્ચાઓ કરતા અને છણાવટ માગતા. તેઓ લખે છે :

'મહાત્માજી સાથે અનેક પ્રકારની ચર્ચા કરવાનું મને મન થતું. આશ્રમવાસીઓએ સ્વાશ્રયી થવું જોઇએ એ મહાત્માજીનો સિદ્ધાંત હતો. એ સિદ્ધાંત અમલમાં મૂકવા સારુ મહાત્માજીને પત્રો લખીને મેં જણાવેલું કે અમુક વર્ષો સુધી આશ્રમવાસીઓને આપ મદદ કરો તે ઠીક છે. તે મુદત દરમિયાન આશ્રમવાસીઓએ પગભર થવું જોઇએ. આપના તરફથી નાણાંની જરૂર રહ્યા જ કરે તો સ્વાશ્રયનો સિદ્ધાંત અમલમાં મૂકયો કેમ ગણાય ? મહાત્માજીએ જવાબ આપેલ અને રૂબરૂ વાતો કરેલ, પણ તેમની ગંભીર માંદગીને કારણે વિશેષ ચર્ચા અટકી પડી.'

આમ રાષ્ટ્રીય વાતાવરણને અણુ અણુએ પીને ફૂલચંદભાઈ પચાવી રહ્યા હતા, ગાંધીજીના સિદ્ધાંતોને ચકાસી રહ્યા હતા, અને પોતાની શક્તિ અનુસાર જીવનમાં ઉતારી રહ્યા હતા. કૉલેજમાં ઊભા થયેલા એમના રાષ્ટ્રીય વિચારોને ચોક્કસ રાહ અને ઘાટ અહીં મળ્યો, અને વિચારોને અમલમાં મૂકવાની રીત અને માર્ગ દેખાયાં. આ દિવસોમાં એ વઢવાણના યુવકો સાથે પરિચયમાં આવ્યા. શિવાનંદજી તો આશ્રમમાં જ આવી વસ્યા.

શ્રીમદ્ રાજચંદ્રના એક ભક્ત પૂંજાભાઇ નામના મોટા વેપારી એ સમયે આશ્રમમાં અવારનવાર આવતા અને આશ્રમ માટે જોઇતી વસ્તુઓ લાવી આપતા. એમની સાથે પરિચય થતાં ફૂલચંદભાઇ શ્રીમદ્ રાજચંદ્રનાં લખાણ વાંચવા લાગ્યા. શ્રી. પૂંજાભાઇ એનું રહસ્ય એમને સમજાવતા. એમના સહવાસથી એમને ધાર્મિક પુસ્તકોનું વાચન અને મનન વિશેષ પ્રિય થઇ પડયાં. શ્રી. પૂંજાભાઇને ટોલ્સ્ટોયના વિચારો જાણવાની ઇચ્છા થયેલી. ફૂલચંદભાઇએ એ પુસ્તકો લઇ આવતા અને અનુવાદ કરીને પોતે સમજાવતા. આમ ટોલ્સ્ટોયના વિચારોના સંપર્કમાં પણ એ ઠીકઠીક આવ્યા.

દરમિયાન કોચરબ આશ્રમમાંથી સાબરતી તટે જગ્યા મળતાં

ત્યાં આશ્રમ બદલાવવામાં આવ્યો. ત્યાં તો હજી મકાન બંધાતા હતાં એટલે ઝૂપડાંમાં ને તંબુમાં રહેવાનું હતું. આથી વરસાદને કારણે ફૂલચંદભાઇ ત્યાં ભીંજાયા કરતા અને રાતદિવસ જોયા વગર બસ, કામ કામ ને કામ જ કર્યા કરતા. એ બધાને કારણે એમનું શરીર લથડયું. ખૂબ માંદા પડ્યા. માની ચિંતા વધી, માએ એમને વઢવાણ જવા સમજાવ્યા, પણ એ ન માન્યા; છેવટે એમના શરીરની સ્થિતિ જોઇ ગાંધીજીએ પોતે જ એમને આજ્ઞા કરી અને દોઢ વર્ષ બાદ ૧૯૧૮ ના અંતભાગમાં એ વઢવાણ પાછા આવ્યા.

સાબરમતી આશ્રમમાં રહેવાના આ દોઢ વર્ષના ગાળામાં જાણે એમણે જીવનદીક્ષા લઈ લીધી, ગુરુનો મંત્ર શીખી લીધો. હવે એને અમલમાં મૂકવા માટે એમને ક્ષેત્ર જોઇતું હતું. એમણે વઢવાણને પોતાનું જીવનક્ષેત્ર માન્યું અને ત્યાં બેસીને એક પછી એક પ્રવૃત્તિઓ ઉપાડી.

## (૪) જાહેરસેવાની શરૂઆત

વઢવાણ પાછા ફર્યા બાદ શરીર સુધર્યું કે તરત જ કાંઇક કામ ઉપાડવાની તૈયારી કરી. બાળકો દેશનું પરમ ધન છે, એમને સાચી રીતે કેળવવાથી એમાંથી દેશસેવકો ઊભા કરી શકાય એવા તેમના મનમાં વિચારો તો હાઇસ્કૂલમાં હતા ત્યારથી હતા. પોપટભાઇએ એમને મૂળીની કન્યાશાળામાં જોડાવા સૂચવ્યું, પણ ફૂલચંદભાઇએ તો વઢવાણને જ કાયમી કેન્દ્ર તરીકે મનમાં ચોક્કસ કર્યું હતું. આ દિવસોમાં કેમ્પમાં જાણીતા ડૉ. અમરશીભાઇના સંપર્કમાં તે આવ્યા. ડૉક્ટર પોતાના ધંધામાં કુશળ અને માયાળુ ઉપરાંત આર્યસમાજી હોઇને અંત્યજ–સ્પર્શનો બાદ ન રાખતા, તથા હવનહોમ વગેરે કરતા. એમની સાથે ચર્ચા કરીને ૧૯૭૪ના ભાદરવા વદ ૧૨ ગાંધી-જયંતીના રોજ વઢવાણ શહેરમાં ફૂલચંદભાઇએ 'બાળશાળા' શરૂ કરી. ખર્ચ આપવાનું ડૉક્ટરે માથે લીધું. ડૉક્ટરે મકાન પણ આપ્યું.

મોન્ટેસોરી કે એવી પદ્ધતિ ત્યારે કોઇ ભાગ્યે જ જાણતું. ફૂલચંદભાઇને પણ એનો કાંઇ ખ્યાલ ન હતો. એમણે તો બાળકોને પ્રેમથી ને સમજાવટથી ભણાવવાનું શરૂ કર્યું. બાળકોને વાર્તાઓ કહેવી, નદીએ લઇ જઇ નવરાવવાં, ધોવરાવવાં વગેરે નવીન રીતોથી એમણે શાળા શરૂ કરી. એમની પ્રવૃત્તિઓથી માબાપો તથા આસપાસનાં નવાઇ પામી બોલતાં :

'અરે આ તો જુદી જાતના માસ્તર. કહે છે કે બી. એ. સુધી ભણેલ છે, છતાં નાનાં છોકરાંઓ ભણાવવા રહ્યા છે. જુઓ તો ખરાં, આ રીતે તો પેટનાં છોકરાંનેય આપણે સાચવતાં નથી.'

ફૂલચંદભાઇને એ પછી કયારેક કોઇએ પૂછેલું કે તમે કયા સિદ્ધાંતો અનુસાર બાળકોને ભણાવતા? એમણે જવાબ આપેલો કે : 'બાળકોના શેડા સાફ કરવાના એક માત્ર સિદ્ધાંત અનુસાર શાળા ચલાવતો.'

ટીંણકાં બાળકોને નવરાવવા ધોવરાવવાનું કામ શીખવતી આ બાળશાળાનું લોકોએ તો 'નાગડા-નિશાળ' જ નામ પાડી દીધું. ધીમે ધીમે શાળામાં બાળકો વધવા લાગ્યાં અને મકાન નાનું પડયું એટલે ડૉકટરના ઇસ્પિતાલના મકાનમાં-ખાંડીપોળમાં તેમણે શાળા બદલી.

સ્વ. ગિજુભાઇએ મોન્ટેસોરીના નિયમો અનુસાર ભાવનગરમાં બાલમંદિર શરુ કર્યા પછી વઢવાણ આવીને આ શાળા જોઇ ત્યારે એ ખુશ થઇ ગયા અને મોન્ટેસોરી શાળા કેવી હોવી જોઇએ એનો 'નાગડા નિશાળ'ને આદર્શ દાખલો ગણાવેલ.

બાળકોને શિક્ષણ આપતાં ફૂલચંદભાઇને જરૂર ભાસતાં પોતે જ એક બાળપોથી રચી 'બા ચા પા'ને બદલે 'બા દૂધ પા' એ રીતે તૈયાર કરેલી એ બાળપોથીમાંથી એમણે એમનું સૌથી પ્રથમ ગીત ગાય માતા વિષે રચ્યું. એ દિવસોમાં પોપટભાઇ સંત આપજોડિયાં ધાર્મિક ગીતો રચ્યા કરતા. ફૂલચંદભાઇએ પણ ગીતો રચવા પર હાથ અજમાવ્યો અને પછી તો એમાં ભારે પાવરધા થઇ ગયા.

બાળપોથીમાં એમણે 'વહેલા વંદન કરવું' એવી પ્રભુને વંદન કરવા વિષે એક કવિતા મૂકેલી. પણ ડૉકટર અમરશીભાઇ આર્યસમાજી હોઇને આડકતરી રીતે મૂર્તિપૂજા નિરૂપતી આ કવિતા તેમને ન ગમી. એ કાઢી નાખવા માટે એમણે ફૂલચંદભાઇને સૂચના કરી, પણ ફૂલચંદભાઇએ ચોખ્ખીચટ ના પાડી અને તેમાંથી મતભેદ પડતાં શાળાને ગામ બહાર જડેશ્વરના મંદિરમાં ફેરવવી પડી.

આ પછી પણ ડૉ. અમરશીભાઇએ શાળાને આર્થિક સહાય ચાલુ રાખેલી, પણ ધીમે ધીમે મતભેદ વધતો જતો હતો. છેવટ એક વખત ફૂલચંદભાઇને રસમ અનુસાર પગાર ન પહોંચ્યો. ડૉકટરને મન એમ કે ફૂલચંદભાઇ રૂબરૂ આવશે તો કેટલાક ખુલાસા થઇ જશે. પણ ફૂલચંદભાઇ તો સ્વમાની, એ ત્યાં શાના જાય? બે ત્રણ માસ સુધી ઘરમાં ભારે આર્થિક તંગી ભોગવવા છતાં ન ગયા. છેવટ ડૉકટર પોતે જ સામે આવીને પગાર આપી ગયા.

જડેશ્વરના મંદિરમાં કૂવો તથા થાળું હોવાથી બાળકોને નવરાવામાં તથા ભોગાવો પાસે હોઇ રેતીમાં રમાડવામાં સગવડ વધી. પોપટભાઇ સંત પણ શિક્ષક તરીકે રહીને ભણાવવા માંડયા. એક વખત તેમણે શરીરશાસ્ત્ર વિષે સમજણ પાડવા બાળકોને નદીના પટમાં હાડકા લઇને એનું બંધારણ સમજાવ્યું. બાળકોએ પોતાના ગુરુનાં વખાણ કરતાં ભોળે ભાવે આ વાત ઘેર કરી, ત્યાં તો ગામમાં ખળભળાટ મચી ગયો. આજથી ૨૦-૨૨ વર્ષનો એ સમય, અને તેમાંયે વઢવાણ જેવું ધર્મચુસ્ત ગામ! ત્યાં તો હાથમાં હાડકાં લેવાં એટલે તો ધર્મ રસાતાળ ગયો મનાય. જડેશ્વરમાં આવતા બ્રાહ્મણોએ વિરોધ શરૂ કર્યો; ગાંધીના આ માણસો મંદિર અભડાવે છે એવી હોહા વધી પડી. ફૂલચંદભાઇએ ગામમાં એક મકાન ભાડે લીધું. મકાનધણીને ખબર પડી કે આ તો પેલા હાડકાવાળા! એટલે તેણે બૂમ પાડી: 'મકાન ખાલી કરો, મારે મકાન ભાડે નથી આપવું' બીજું મકાન લીધું પણ વિદ્યાર્થીઓ તદ્દન ઘટી ગયેલ તેથી તેમણે શાળા બંધ કરી.

ગાંધીવાળા એટલે ઢેઢડા એવી એ સમયની ભાવનાએ એમની પ્રથમ જ આ રીતે કસોટી કરી અને એ તેમણે શાંતિથી વેઠી લીધી. શાળા તો બંધ કરી, પણ બીજી કાંઇ પ્રવૃત્તિ શરૂ કરવી જ જોઈએ ને ? બીજી નોકરી તો એ કરવાના જ ન હતા, આથી એમણે વણાટકામ શરૂ કર્યું અને એક વણકરને વણવા તથા શીખવવા બોલાવ્યો. નાના પનાનો વણાટ તથા સૂતળીનાં આસનો બનાવવા લાગ્યા. ત્રણ ચાર છોકરાઓ પણ શીખવા આવવા લાગ્યા.

દરમિયાન ૧૯૭૫ (૧૯૧૯)ની ગાંધીજયંતી આવી. એ ઊજવવાનો તેમણે નિર્ણય કર્યો. ઉત્સવમાં સરઘસ ફેરવવાનું હતું. તેમાં રાજ્ય વાંધો લેશે એવી અફવાઓ ઊડી. સરઘસ સમયે પોલીસ સાથે ફરી, પણ કાંઇ ન બોલી અને સમારંભ નિર્વિઘ્ને પૂરો થયો.

આશ્રમમાં ગયેલા શિવાનંદજી એ સમયે વઢવાણ આવેલા. તેમણે આ કાર્યક્રમમાં આગળ પડતો ભાગ લીધેલો. નાનપણથી જ સ્વામી રામતીર્થ અને વિવેકાનંદના વાચનથી સ્વતંત્ર ધાર્મિક મિજાજવાળા શિવાનંદજીએ મોતીલાલ દરજીનો સહવાસ સેવ્યો હતો, અને સ્વદેશીની ભાવના અપનાવી હતી. વિદ્યાર્થી અવસ્થામાં જ એમણે બ્રહ્મચર્યાશ્રમ ખોલ્યો હતો અને પોતાને પરણાવવાનું નામ પડતાં એ ઘેરથી નાસી છૂટેલ હતા. આશ્રમ–જીવન દરમિયાન એ ફૂલચંદભાઇના સંપર્કમાં આવેલા. પછી તેમણે આ ઉત્સવમાં પહેલેથી છેલ્લે સુધી ફૂલચંદભાઇને સાથ આપ્યો, ત્યારે એમના જીવનસિદ્ધાંતો પ્રત્યે ફૂલચંદભાઇને માન થયું, અને બન્ને નજીક આવ્યા, થોડો વખત સાથે રહ્યા અને ત્યાર પછી આખી જિંદગી સુધી હરેક પ્રવૃત્તિ સાથે રહીને જ કરી. ફૂલચંદભાઇના સાથી કે નાનાભાઈ જેવા જ થઇને એમણે સાથે જીવન વિતાવ્યું. એમના વિષે ફૂલચંદભાઇ લખે છે કે:

'ઉમ્મરમાં નાના હોવા છતાં શિવાનંદજીના જીવનના અમુક ઉદાર સાત્ત્વિક ગુણોની મારા પર છાપ પડી અને તેથી મને લાભ થયો...... તે મારા પ્રત્યે સગા ભાઇથી અધિક પ્રેમ રાખી રહ્યા છે અને મારાં ધર્મ-



જીવનસાથી શિવાનંદજી (વચ્ચે)

પત્ની પ્રત્યે સગી બેન જેવો નિર્મળ ભાવ એમના દિલમાં છે. જાહેર કાર્યમાં હર વખતે શિવાનંદજી મારી સાથે ઊભા હોય જ. અમારી વચ્ચે ભાગ્યે જ મતભેદ ઊભો થતો. એમની સંમતિ વિના કોઇ કામ ઉપાડવું નહિ એવો સામાન્ય નિયમ હું સાચવવા યત્ન કરૂં છું. શિવાનંદજી મારફત ઇશ્વર અનેક દેશહિતનાં કાર્યો કરાવો.'

શહેરની બહુમતી બ્રાહ્મણ વસ્તી અને જોરાવર મહાજનને કારણે થોડો વખત શું કરવું એવી મૂંઝવણમાં ફૂલચંદભાઇ પડી ગયા. છેવટ એમણે 'સેવાશ્રમ' સ્થાપવા નિર્ણય કર્યો. દરમિયાન મદ્રાસ તરફ લોક-હિતાર્થે વૈદું શીખવા ગયેલ શિવાનંદજી પાછા આવી ગયા હતા. મકાન તો ક્યાંયે મળે તેમ ન હતું, તેથી તેમણે મહાજનના આગેવાનો પાસે લાલચંદજીની ધર્મશાળાની માગણી કરી, પણ તેઓએ એક બીજાના નામ તરફ આંગળી ચીંધી વાત ટલ્લે ચડાવી.

છેવટ ફૂલચંદભાઇ થાકયા. મહાજનનું મકાન તો સાર્વજનિક છે એટલે કોઇપણ જાહેર કાર્યના ઉપયોગમાં લઈ શકાય એમ માનીને તેમણે ધર્મશાળામાં ધામો નાખ્યો.

ફૂલચંદભાઇનો સામાન લઇ આવતા ગાડાવાળાને મહાજને ધમકાવી કાઢી મૂકયો. કોઇ કોઇ આગેવાનોએ વાંધો લીધો, પણ તે ન ગણકારીને ૧૦–૧૫ સથવારાના અને ભરવાડના છોકરા રાખીને તેમણે 'બાળાશ્રમ' શરૂ કરી દીધો. આશ્રમમાં પેલાં બાળકો રાતદિવસ રહે. તેમને દળી, રાંધીને ખવરાવવું, પાણી ભરવું, ખાંડવું વગેરે કામ ફૂલચંદભાઇએ હાથે જ શરુ કરી દીધાં. બાકીના સમય દરમિયાન બાળકોને ભણાવવા લાગ્યા.

મા તથા પત્ની ઘેલીબેનને આ પ્રવૃત્તિ ન ગમતી તેથી તેઓ ગામમાં રહેતાં. ફૂલચંદભાઇ માનતા કે છેવટ તેઓ સાથે રહેવા આવવાનાં જ છે. આથી પોતાની પ્રવૃત્તિ કરતાં કરતાં દર અઠવાડિયે ઘેર જઇ આવતા અને ઘેલીબેનને સમજાવતા. ઘેલીબેન કયારેક છાનાંમાનાં મંદિરે જવાને બહાને આશ્રમે આવી જતાં. ફૂલચંદભાઇને હાથે ચૂલો ફૂંકતા ને હેરાન થતા જોઇને રાંધવા પણ બેસી જતાં અને જમાડીને પાછાં ચાલ્યાં જતાં.

મહાજનના આગેવાનોને બીક લાગી કે આ લોકો કયાંક ધર્મશાળા પચાવી પાડશે, પણ ફૂલચંદભાઇના તેજ સ્વભાવથી પરિચિત હોઇ મોઢે કહેવાની કોઇ હિંમત ન કરી શકતું. આથી મહાજને આડા માર્ગ લેવા શરૂ કર્યા. ધર્મશાળાના મકાનમાં તેઓ અને બાળકો બેઠાં હોય એ ઓરડાના બારણા આડે જ ખડની ગાંસડીઓ ઠલવી જાય, રૂના ધોકડાં નાખી જાય અને બહાર નીકળી ન શકાય એમ રસ્તો રૂંધી નાખે. એક વખત તો આખા ડેલામાં ૫૦૦–૭૦૦ ઘેટાં બકરાં પૂરેલાં બકરાં એટલાં ખીચોખીચ પૂરેલાં કે એમાંથી ૫–૭ મરી ગયાં. છેવટ બકરાં કાઢી ગયા.

આવી આવી હેરાનગતિ પડવા છતાં ફૂલચંદભાઇ પોતાની પ્રવૃત્તિ

કરતા જ રહ્યા. આથી મહાજને એક નવો માર્ગ લીધો. તેમણે સથવારા, ભરવાડ વગેરે જેનાં બાળકો હતાં તેમનામાં એવી અફવા ફેલાવી કે 'ફૂલચંદ તો આ બધાં છોકરાંને ભગતડાં કરીને ગાંધીને સોંપી દેવાનો છે. એ માટે એક વેગન મગાવ્યું છે અને આવતી કાલે એક છોકરોયે નહિ હોય.'

આ અફવાથી ધીમે ધીમે માંડ ૨૦–૨૨ છોકરાં આશ્રમમાં થયેલા તેને તેમનાં માબાપો એક વહેલી સવારે છાનામાના ઉપાડી ગયાં.

દરમિયાન એક ગૃહસ્થે આવો બાળાશ્રમ ચલાવવા કરતાં ગામમાં શાળા શરૂ કરો તો આર્થિક મદદ આપવાનું વચન આપ્યું. ફૂલચંદભાઈએ ગામમાં શાળા શરૂ કરી. ૧૯૭૬ના ધનતેરસના રોજ એ શાળાનું ખાતમુહૂર્ત થયું. એ જ રાષ્ટ્રીયશાળા, જે પાછળથી ખૂબ ફૂલીફાલી અને વખણાઈ.

રાષ્ટ્રીયશાળામાં પ્રથમ થોડાક શ્રીમંતોના બાળકો આવવા લાગ્યા. શ્રીમંતોના બાળકો દરબારી શાળામાં છેલ્લી પાટલીએ બેસનારા અને કદી ચોપડી ન ઉઘાડનારા; ઊલટા શિક્ષકોને પજવનારા 'લૉર્ડઝ : નવાબજાદા ગણાતા. તેઓ રાષ્ટ્રીયશાળામાં ગયા તેથી દરબારી શિક્ષકો રાજી થયા. અન્ય નવાબજાદાઓને પણ ત્યાં જવાની દરબારી શિક્ષકો દાઢમાં સૂચનાઓ આપવા માંડયા. સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પર ચાલતી રાષ્ટ્રીયશાળામાં એ નવાબજાદાઓ આવવા લાગ્યા અને બરાબર ભણવા માંડયું. એમનાં માબાપોને પણ સંતોષ થયો, અને દિવસે દિવસે સંખ્યા વધવા લાગી. શરૂઆતમાં માત્ર ગુજરાતી વર્ગો જ રાખેલા તેમાંથી ત્રણ અંગ્રેજી વર્ગ પણ શરૂ કરવા પડયા.

મકાન નાનું પડતાં અમુક વર્ગો ધર્મશાળામાં લઈ જવા પડયા. દરમ્યાન ચમનભાઈ વૈષ્ણવ મુંબઈથી આવીને આ શાળામાં જોડાયા અને તેમને આચાર્ય બનાવવામાં આવ્યા. ધીમે ધીમે શક્તિશાળી અન્ય શિક્ષકો પણ આવવા લાગ્યા. થોડા સમયમાં એક કડીના

રાષ્ટ્રીય ભાવનાવાળા ૧૮–૨૦ શિક્ષકો રાષ્ટ્રીયશાળામાં થઈ ગયા. શ્રી. લાલભાઈ પાઠક, શંભુશંકર ત્રિવેદી, ડાહ્યાલાલ જાની, વજુભાઈ દવે, પ્રાણશંકર ત્રિવેદી, અમૃતલાલ આચાર્ય વગેરે એમાંના હતા. ગામના પ્રતિષ્ઠિત માણસોનો સહકાર મળતાં, વઢવાણ કેળવણી મંડળની સ્થાપના કરવામાં આવી. શહેરના અગ્રગણ્ય માણસોને તેની કાર્યવાહક સમિતિમાં લેવામાં આવ્યા. કેળવણી મંડળ તરફથી રાષ્ટ્રીયશાળા ઉપરાંત બે હરિજનશાળાઓ પણ જુદી શરૂ કરવામાં આવી; એક વણકરો માટે અને બીજી ભંગીઓ માટે,

૧૯૨૧ની એ સાલ. પ્રજા જો અમુક કાર્યક્રમો પતાવે તો એક વર્ષમાં સ્વરાજ અપાવવાની ગાંધીજીએ ઘોષણા કરી હતી. આખો હિંદ આ નવી ચેતનાથી જાગી ઊઠયો હતો. કાઠિયાવાડમાં પણ આ જાગૃતિ ફરી વળી હતી. રાષ્ટ્રીય ધોરણે ચાલતી આ રાષ્ટ્રીય-શાળા પણ અણધારી ઝડપે આ જાગૃતિને કારણે ફાલવા લાગી. જોતજોતામાં શાળામાં ૨૦૦–૩૦૦ વિદ્યાર્થીઓ થઈ ગયા. દરબારી શાળા ખાલી જેવી થઈ પડી. ઘેર બે વખત ખાવા જવા સિવાય દિવસ–રાત વિદ્યાર્થીઓ શાળામાં જ પડયા રહેતા. તેમને દોરવવા શિક્ષકો પણ દિનરાત ત્યાં જ રહેતા. ગીતો, નાટકો, ઉત્સવો પ્રભાતફેરીઓ, પ્રવાસો, વ્યાયામ વર્ગો વગેરે વિવિધ કાર્યક્રમોથી શાળા ગાજવા લાગી. બાલમંદિર પણ શરૂ કરવામાં આવેલું નાનાં મોટાં બધાં થઈને આશરે ૭૦૦–૮૦૦ માણસો એ સંસ્થામાં એ સમયે આવી રહ્યાં હતાં.

પોતાને જ આંગણે ચાલતી આવી સુંદર શાળા માટે ગામના મહાજનને માન થયું. શાળાના ખર્ચ માટે લગ્નાદિ પ્રસંગો પર શાળાને ભેટ–સોગાદ આપવાનું શરૂ થયું. પણ એટલાથી ખર્ચને પહોંચી વળાય તેમ ન હતું : કાયમી ખર્ચ માટે રૂ, ઘી, ગોળ, અનાજ વગેરેના વેચાણ પર રૂપિયે પાઈ–બે પાઈના મહાજને રાષ્ટ્રીયશાળા માટે પોતાના તરફથી લાગા નાખી દીધા.

શહેરમાં એ વખતે 'વિઠ્ઠલસાહેબ' (Whittal) કહેવાતા એક યુરોપિયનનું કારખાનું પણ આ લાગો આપતું. આ લાગાની વાર્ષિક આવક ૧૪ હજારની થતી. તેમાંથી ૭ હજાર શાળાને મળતા. કાઠિયાવાડમાં રાષ્ટ્રીય ધોરણે ચાલતી આ શાળા સૌથી પ્રથમ હતી. દરબારી શાળાઓમાં માત્ર ઘરેડનું જ શિક્ષણ અપાતું. એ સમયે સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પર ચાલતી આ રાષ્ટ્રીય શાળાએ આંદોલન ઉઠાવ્યાં. વઢવાણની રાષ્ટ્રીયશાળા બધાને માટે આદર્શરૂપ બની ગઇ. એનો દાખલો લઇને રાષ્ટ્રભાવનાવાળી નાની નાની પ્રજાકીય શાળાઓ કાઠિયાવાડમાં ક્યાંક ક્યાંક શરૂ થઇ.

સદ્‌ગત નથુરામ શર્માએ ભાવનગરમાં સ્થાપેલ સંસ્થા 'દક્ષિણામૂર્તિ' સાંપ્રદાયિક ધોરણે ચાલતી હતી. એ સંસ્થાએ પણ આ અરસામાં સાંપ્રદાયિક ધોરણ છોડી રાષ્ટ્રીય ધોરણ સ્વીકાર્યું. રાજકોટમાં પણ રાષ્ટ્રીયશાળા શરૂ થઇ. વઢવાણ, ભાવનગર તથા રાજકોટની રાષ્ટ્રીય ભાવનાવાળી આ શિક્ષણ–સંસ્થાઓએ આખા કાઠિયાવાડ પર રાષ્ટ્રીય શિક્ષણનું એક જબરું આંદોલન વહેતું મૂકી દીધું.

## (૫) રચનાકાર્ય

**વ**ઢવાણશાળાનો ભાર આજન્મ શિક્ષણકાર ચમનભાઈ વૈષ્ણવે બરાબર ઉપાડી લીધો એટલે ફૂલચંદભાઇએ માત્ર મુખ્ય સંચાલકનું કાર્ય રાખીને અન્ય પ્રવૃત્તિઓ હાથ ધરી.

એક પછી એક કેટલીયે ખંડનાત્મક અને રચનાત્મક પ્રવૃત્તિઓ પણ એમણે શરૂ કરી. સ્વરાજ્યવર્ષ ચાલી રહ્યું હતું. એક કરોડ રૂપિયાનો 'તિલક સ્વરાજ ફાળો' ઉઘરાવાઈ રહ્યો હતો. ફૂલચંદભાઇએ શાળાના કામથી નિશ્ચિંત બની, કોંગ્રેસના આ કાર્યક્રમને પૂરજોશથી ઉપાડી લીધો. થોડાક અન્ય ભાઈઓ આવી લાગતાં, ટુકડીઓ પાડીને ગોહિલવાડ તથા ઝાલાવાડમાં

કોંગ્રેસના સભ્યો નોંધવાનું તથા તિલક સ્વરાજ ફાળો ઉઘરાવવાનું કામ તડામાર તેમણે શરૂ કરી દીધું. આ સમયે મહાત્માજી કાઠિયાવાડમાં આવેલા અને તેમણે વઢવાણની મુલાકાત લીધેલી. વઢવાણે પણ તિલક સ્વરાજ ફાળામાં સારો ભાગ આપ્યો. મહાત્માજીએ વઢવાણમાં ભરાયેલ સભામાં સ્વ. મોતીલાલ મેરાઇને સંભાર્યા.



ખભે થેલો નાખીને ગામડે ગામડે ઘૂમતા ફૂલચંદભાઇ

આ વર્ષ દરમ્યાન રાષ્ટ્રીય પ્રવૃત્તિને કારણે અનેક આગેવાનો વઢવાણ આવતા, વિદેશી કાપડની હોળી થતી, ખાદીની ખપત થતી અને પરદેશી તંત્ર વિરુદ્ધ વ્યાખ્યાન થતાં. રાષ્ટ્રીયશાળાને સહેજે વિશાળ રાષ્ટ્રીય ભાવનાના સંસ્કાર મળ્યા. સાથે સાથે વઢવાણને પણ એનો લાભ મળ્યો. શહેરમાં પણ અનેક પ્રવૃત્તિઓ ચાલતી. જૂના સંસ્કારવાળાં બેનો પણ વડીલોની રૂબરૂમાં મોતીચોકમાં રાષ્ટ્રીય ગરબાઓ ગાવા આવતાં અને વડીલો એની સામે કશો વાંધો ન લેતા. ફૂલચંદભાઇ રાષ્ટ્રીય ભાવનાવાળા નવા નવા ગરબા બનાવતા ગયા અને બહેનોને આપતા ગયા. મહાન પુરુષોની જયંતીઓ ઊજવવાનું રાષ્ટ્રીયશાળા તરફથી શરૂ કર્યું હતું. ગાંધીજયંતી, તિલકજયંતી, દાદાભાઇ જયંતી વગેરે જયંતીઓ ઊજવવામાં આવતી.

કોંગ્રેસના કાર્યક્રમના પ્રચાર સાથે ફૂલચંદભાઇએ સમાજની અન્ય બદીઓને

પણ નિવારવાનું કાર્ય હાથ ધર્યું, ખેડૂતોમાં ફરી ફરીને ગ્રામોદ્યોગ અને ખાદીનો પ્રચાર કરવા લાગ્યા. ચા, દારૂ અને પરદેશી વસ્તુઓનો નિષેધ કરવા માટે ગામોગામ ઘૂમવા લાગ્યા. ચા અને હોટેલ સામે તો તેમણે ભારે પ્રચાર આદર્યો. તેમણે પ્રભાત-મંડળીઓ રચી. તે વહેલી પરોઢમાં હોટલ-વિરોધી ગીતો ગાતી ગાતી ગામમાં ઘૂમતી. આ બધા કાર્યક્રમમાં શાળાના વિદ્યાર્થીઓ હોય એટલે કાર્યને ઘણો વેગ મળતો. ગામલોકો પણ એ સમયે જાગૃત થયા હતા. તેમણે આ કાર્યક્રમમાં સાથ આપ્યો. હોટેલો કાઢવા માટે રાજ્ય પર દબાણ થયું. છેવટે ૧૯૨૨ માં ચાની હોટેલો સામે પ્રતિબંધ ફરમાવતો રાજ્યે હુકમ કાઢ્યો અને હોટેલો બંધ થઇ. આ હુકમ લગભગ ૧૯૩૨ સુધી વઢવાણ રાજ્યમાં ચાલુ રહેલો.

એક ગ્રેજ્યુએટ થયેલો માણસ ગામડાંમાં આવી પ્રવૃત્તિ કરે છે એવા સમાચારે રાયસાંકળીના પ્રજાવત્સલ દરબાર શ્રી. ગોપાળદાસને આશ્ચર્ય થયું.' એ માણસ કેવો છે એ જોવા માટે એમણે પોતાના પ્રજાજનો મારફત એમને પોતાની મંડળી લઇને સાંકળી આવવાનું આમંત્રણ આપ્યું. ફૂલચંદભાઇ ત્યાં ગયા અને દરબારસાહેબને મળ્યા. બન્ને સરખી જ ભાવનાના ભેગા થતાં એક બીજા પ્રત્યે માન થયું અને થોડા સમયમાં જ મિત્રો બની ગયા. આ મિત્રાચારી વિશેષ ગાઢ બની અને અંત સમય સુધી ટકી રહી.

એ દિવસોમાં વઢવાણ શહેરમાં હોળીનો ઉત્સવ બહુ અશિષ્ટ રીતે ઊજવાતો. 'ફાગ'-અશિષ્ટ શબ્દો બોલવા અને તેવાં ગાણાં ગાવાં તો કાઠિયાવાડમાં સામાન્ય હતાં. પણ વઢવાણ શહેરમાં તો ચાર પાંચ ઠેકાણે 'ફાગ' ઉપરાંત જંગી નગ્ન પૂતળાં કરવામાં આવતાં અને જાહેરચોકમાં એને મૂકવામાં આવતાં. પછી એ નગ્ન પૂતળાં સમક્ષ જોરશોરથી ફાગો બોલાતી. સ્ત્રીઓ તો ઘર બહાર નીકળી પણ ન શકે. આ અશિષ્ટ રુઢિ સામે ફૂલચંદભાઇએ વિરોધ જગાવ્યો.

આ ઉત્સવ તો ધાર્મિક મનાતો એટલે કોઇ દાદ શાના આપે ?

ઊલટા કોઇ અમલદાર સંભળાવતા: 'સદ્‌ગત ઠાકોર બાલસિંહજી પોતે હોળી ખેલતા ને અપશબ્દો બોલાવતા ત્યારે કેમ અટકાવવા નહોતા જતા?' પણ ફૂલચંદભાઇ તો શાંતિથી જવાબ દેતા: 'ત્યારે અમે નાના બાળક હતા તેથી. સમજણ હોત તો તેમનેય કહેત.' પણ આ હોળી–પ્રથાથી ગામલોકો પણ કંટાળ્યા હતા. તેથી તેમણે એમાં સાથ આપ્યો. છેવટ દરબારના બંગલા સામે જઇને પ્રજા બેઠી. છેવટ રાજ્યે એવાં પૂતળા કરવા સામે અને ફાગ બોલવા સામે મના ફરમાવી. તે પછી આજસુધી એવાં નગ્ન પૂતળાં કરવાનો કે ફાગ બોલવાનો કાર્યક્રમ વઢવાણમાં થયો નથી.

આ સમયે હિંદુ–મુસ્લિમ વચ્ચે વઢવાણમાં કાંઇક કલેશ ચાલ્યા કરતો. હુતાશણી જેવા ધાર્મિક ઉત્સવ પર વણિકો, રજપૂત આદિ થોડાક લોકોએ મસ્જિદ પાસે વાજાં વગાડવા વિચાર કર્યો. ફૂલચંદભાઇને આ વાતની ખબર પડી. તે મિત્રો સાથે ત્યાં પહોંચી ગયા અને હિંદુ–મુસ્લિમ એકતા રાખવાની તેમણે શાંતિભરી વાતો કરી. બન્ને પક્ષ–તરફથી એમને તો ગાળો મળવા લાગી. બન્ને પક્ષ જોરમાં હતા. પણ 'તમે વિખરાશો નહિ ત્યાંસુધી અમે અહીંથી ખસશું નહિ' કહીને ફૂલચંદભાઇ બન્ને પક્ષની વચ્ચે મોડી રાત સુધી ત્યાં જ બેઠા રહ્યા. રાજ્ય પાસે આ હકીકત ગઇ. છેવટ રાતના એક વાગ્યે આવીને પોલીસે લોકોને વિખેર્યા અને મામલો શાંત થયો ત્યારે ફૂલચંદભાઇ ત્યાંથી પાછા ફર્યા.

જન્માષ્ટમી, અન્ય ધાર્મિક તહેવારો અને મેળાઓના ઉત્સવોમાં ત્યારે વઢવાણ આસપાસ ભારે જુગાર ખેલાતો. આખા કાઠિયાવાડમાં વઢવાણ આસપાસના જુગારી મેળા વખણાતા અને ઠેરઠેરથી જુગારીઓ આવીને ત્યાં ઠલવાતા. જુગારથી પાયમાલ થતી વઢવાણની પ્રજાને બચાવવા સારુ એમણે જુગાર–નિષેધક ગીતો રચ્યાં. ફૂલચંદભાઇ તથા તેમના સાથીઓ મેળામાં જુગારને પાટલે પાટલે જઇને એ ગીતો ગાતા ને જુગાર વિરુદ્ધ ધૂન મચાવતા. પ્રથમ તો જુગારીઓએ જ

તેમને ગાળોથી સારી પેઠે નવાજ્યા. પણ એમનો કાર્યક્રમ વિશેષ જોરથી ચાલુ રહ્યો. છેવટ રાજ્યનું એ તરફ લક્ષ ખેંચાયું. રાજ્યે પોતે જ જુગાર પર પ્રતિબંધ ફરમાવ્યો. આ પ્રતિબંધ હજી પણ ચાલુ છે આ રીતે વઢવાણ જુગારનું કેન્દ્ર બંધ થતાં તરણેતર (થાન પાસે પાંચાળનું તીર્થસ્થાન) આખા કાઠિયાવાડના જુગારનું કેન્દ્ર બન્યું.

લોકો જુગાર રમતા બંધ થયા, પણ એ વખતે રાજ્ય તરફથી આઝાદ મેદાનમાં (ક્રિકેટ ગ્રાઉન્ડમાં) બિલિયર્ડનો મોટો જુગાર રમાતો. સ્વ. ઠાકોર જોરાવરસિંહજીને આ મેળાનો ખૂબ શોખ હતો એનો બહિષ્કાર કરવા માટે ફૂલચંદભાઈ જુગાર–વિરોધક ગીતો ગાતા પોતાની મંડળીઓ સહિત ગામમાં તથા તે મેદાનમાં ઘૂમવા લાગ્યા. સંખ્યાબંધ પ્રજાજનોની સહીઓ સાથે રાજ્યને અરજી પણ તેમણે આપી. આથી રાજ્યે હજારોની આવક જતી કરીને પણ એ જુગાર બંધ કર્યો.

એ સમયે વઢવાણમાં સટ્ટો ભારે ખેલાતો. તેમણે સટ્ટા સામે પણ ભારે જેહાદ જગાવેલી અને વઢવાણમાં સટ્ટો મોળો પડી ગયેલો.

આ બધી જેહાદોમાં એમને એમનાં આપજોડિયાં ગીતોએ ભારે મદદ કરી. કોઈ પણ પ્રવૃત્તિ ઉપાડે કે તરત જ એના વિષે ફૂલચંદભાઈ ગીતો જોડી કાઢે. ગીતો તદ્દન સાદાં, સરળ, સૌ કોઈ ઝીલી ને સમજી શકે તેવાં એ રચતા. ઢાળ પણ પરિચિત રાગના જ લેતા. આથી લોકોએ પણ એ ગીતને ભારે પ્રેમથી ઝીલી લીધાં. હોળી, જુગાર, સટ્ટા વગેરેમાં ગીતોની આટલી બધી અસર એમણે જોઈ, એટલે તે પછી કોઈ પણ ક્ષેત્રમાં પ્રચાર કરવા માટે એમણે ગીતોનો આશ્રય લીધો. કોઈ પણ પ્રશ્ન આવે કે એના વિષે ગીતો લખી નાખતા. પજૂસણના દિવસોમાં બહેનો એ કેમ વર્તવું જોઈએ, તેનાં તેમણે ગીતો લખ્યાં. લગ્નમાં ગાવા માટે લગ્નનાં જૂનાં ગીતોના ઢાળમાં નવી ભાવનાવાળાં ‘લગ્નસરાનાં ગીતો’ રચીને તેમણે બહાર

પાડયાં. રાષ્ટ્રીય સમારોહો, જલિયાંવાલાના જુલમ, હરિજનોની હેરાન-ગતિ—આ બધા વિષે તેમણે ગીતો લખ્યાં અને તેની પુસ્તિકાઓ તથા પત્રિકાઓ બહાર પાડવા લાગ્યા. એનું ખર્ચ ઉપાડનાર અજ્ઞાત સહાયકો પણ તેમને મળી રહેતા અને પ્રચારકાર્ય જોરથી ચાલ્યા કરતું. રાષ્ટ્રીય ભાવના ફેલાવવા માટે એમણે 'પુરુષાર્થ' નામનું માસિક પણ શરૂ કર્યું.

આ અરસામાં ઓરિસ્સામાં દુષ્કાળ પડેલો. ફૂલચંદભાઇએ 'હોટેલ' અને 'દુષ્કાળ' વિષે રાષ્ટ્રીયશાળા સાથે નાટક ભજવેલું. પોતે પણ તેમાં દુકાળિયાનો પાઠ લીધેલો અને સરસ ભજવેલો. નાટકની જે આવક આવી તે ઓરિસ્સા દુષ્કાળ રાહત ફંડમાં મોકલેલી.


ઘેલીબેન (શારદાબેન)

આ દિવસોમાં પણ એમનાં મા તથા પત્ની ઘેલીબેન તો ગામમાં જ રહેતાં. ફૂલચંદભાઇ અઠવાડિયે—પંદર દિવસે ગામમાં જઇ આવતા અને ઘેલીબેનને સમજાવતા. છેવટ ઘેલીબેન સમજ્યાં અને તેમની સાથે રહેવા આવવા તૈયાર થયાં.

ઘેલીબેન ઘેરથી નીકળીને રાયસાંકળીમાં ભરવામાં આવેલ 'કૃષિમાતા'ના મેળામાં ગયાં. ત્યાંથી સીધાં આશ્રમમાં આવીને ફૂલચંદ-ભાઇ સાથે વસ્યાં. ત્યારથી તે છેવટ સુધી ઘેલીબેને ફૂલચંદભાઇની દરેક પ્રવૃત્તિમાં સાથ આપ્યો, લગભગ બધા સત્યા-

ગ્રહોમાં સાથે ગયાં, જેલ લીધી, અનેક સંકટો સહન કર્યાં અને પતિની જીવનછાયા સમ બનીને જીવન ગાળ્યું. એમના વિષે પૂર્ણ સંતોષ વ્યક્ત કરતાં ફૂલચંદભાઇ પોતાની આત્મકથામાં કહે છે :

> ‘લાખો હિન્દુ પત્નીઓ પોતાના પતિ જે શુભ પ્રવૃત્તિ આદરે તેમાં યથાશક્તિ સહાયભૂત થવું એને પોતાનો સહજ ધર્મ સમજે છે. તે મુજબ, શારદાદેવીએ પણ મારી પ્રવૃત્તિને વધાવી લીધી અને મને દરેક કાર્યમાં સંગીન ટેકો આપતાં રહ્યાં. જે કાંઇ અલ્પ દેશસેવા કે સમાજસેવા મારાથી થઇ શકી છે તેમાં શારદાદેવી તરફની મને હરહંમેશ મદદ મળી જ છે અને તેથી જાહેર પ્રવૃત્તિનું મારું ગાડું અતિ સરળ ચાલ્યું છે.’

એમણે એક પછી એક ઉપાડેલી પ્રવૃત્તિમાં ગીતોની અસર જોઇ હતી અને વધારે ગીતો બનાવતા જતા હતા. એ પછી એમણે એ ગીતોના પ્રચાર માટે રીતસર એક ભજનમંડળી રચી. આ સમયે જ ઘેલીબેન આવી લાગેલાં, એટલે ભજનમંડળી સરસ જામી. ભજન-મંડળીનાં મુખ્ય સભ્યો ફૂલચંદભાઇ, ઘેલીબેન અને શિવાનંદજી થઇ ગયાં. ફૂલચંદભાઇ સુંદર દોકડ બજાવતા, ઘેલીબેન મંજીરાં વગાડતાં અને શિવાનંદજી કડતાલ ઝણુકાવતા. આ ત્રણ મોવડીઓ સાથે અન્ય સાથીદારો ભજન–ગીતોની ઝૂક બોલાવતા. આ ભજનમંડળી લઇને તેમણે વઢવાણ શહેરનાં ગામડાં ફરવા માંડયું.

તેમની આ ભજનમંડળીથી આકર્ષાઇને આખા કાઠિયાવાડમાંથી એમને આમંત્રણ મળવા લાગ્યાં. તેઓ ભજનમંડળી સાથે એક બાજુ લીંબડી, બોટાદ, ભાવનગર તરફ; બીજી બાજુ ધ્રાંગધ્રા, મોરબી, વાંકાનેર, રાજકોટ, જામનગર તરફ, અને ત્રીજી બાજુ જૂનાગઢથી ઠેઠ પોરબંદર સુધી ઘૂમવા લાગ્યા અને રાષ્ટ્રીય ભાવનાનો પ્રચાર કરવા લાગ્યા. ભજનમંડળી સાથે સાથે એમણે ખાદીફેરીઓ પણ શરૂ કરી. એમની ભજનમંડળીના પ્રચારથી ખાદીનું વેચાણ પણ ભારે સરસ થતું. આખા કાઠિયાવાડને આવી રચનાત્મક પ્રવૃત્તિથી સાંકળી દેનાર ફૂલચંદભાઇ પ્રથમ હતા

## (૬) સત્યાગ્રહનો પ્રારંભ

સંવત ૧૯૨૧માં સ્વ. મનસુખભાઇ રવજીના પ્રયાસથી રાજકોટ મુકામે પ્રથમ વાર કાઠિયાવાડ રાજકીય પરિષદ ભરવામાં આવી હતી. કાઠિયાવાડના રાજકીય જીવનનો એ પ્રારંભ જ કહી શકાય. ફૂલચંદભાઇએ એ પરિષદમાં સારી પેઠે રસ લીધેલો. પરિષદના કાર્યક્રમોમાં તથા વિચારણામાં એ આગળ તરી આવ્યા અને એ ધીમે ધીમે, એ રીતે પણ આખા કાઠિયાવાડની નજરે જ દેખાવા માંડયા.

આખા કાઠિયાવાડની પ્રજામાં જાગૃતિ ફેલાઇ રહી હતી. પણ પ્રજાની આ જાગૃતિ ધ્રાંગધ્રા રાજ્ય સહન ન કરી શકયું. એણે પોતાને ત્યાંના ખાદી–કાર્યકરોને પજવવાનું શરૂ કર્યું. ખાદીકાર્ય વિષે ભાષણો આપવામાં પણ રાજ્યે વિઘ્ન નાખવા માંડયું. હળવદમાં એક યુવક ગીતો ગાઇને ખાદીનો પ્રચાર કરતો હતો તેને રાજ્યે પોલીસની સહાયથી તગડી મૂકયો. એ યુવક વઢવાણ ફૂલચંદભાઈ પાસે આવ્યો. ફૂલચંદભાઇ આ અન્યાયી જુલમ સહન ન કરી શકયા. તેનો સામનો કરવા માટે પોતાની ટુકડી લઇને તે હળવદ ગયા. પણ દમનનીતિની અતિશયતાને કારણે કોઇ હળવદવાસી તેમની પાસે ન ફરકી શકયો. સ્થાનિક પ્રજાની શક્તિ ન હોવાથી તેઓ સ્ટેશનમાં રાત રોકાઇ બીજે દિવસે પાછા આવતા રહ્યા.

ધ્રાંગધ્રા રાજ્યની વધતી જતી આવી દમનનીતિ વિષે તપાસ કરવા કા. રાજકીય પરિષદની કાર્યવાહક સમિતિએ પોતાની એક બેઠક ધ્રાંગધ્રા મુકામે બોલાવી. ફૂલચંદભાઇ કાર્યવાહક સમિતિમાં હતા તેથી ત્યાં ગયા. જાહેર સભાની બંધી હતી તે તોડવા માટે તથા સ્થાનિક કાર્યકરોની પડખે ઊભા રહેવા માટે પાછળથી શિવાનંદજી સૈનિકોની એક ટુકડી લઇને ધ્રાંગધ્રા ગયા. પરિષદના કાર્યવાહકોને લોકો મળી જ ન શકે એવો પોલીસ–બંદોબસ્ત રાજ્યે કરેલો, તેથી તેઓ પ્રજાને આશ્વાસન આપતી પત્રિકા બહાર પાડી પાછા ચાલ્યા ગયા.

પણ ફૂલચંદભાઇ તો શિવાનંદજીની ટુકડી સાથે ધ્રાંગધ્રામાં રોકાયા. તેઓ આખા ગામમાં ફર્યા અને ગીતો ગાયાં. પોલીસ તેમની પાછળ પાછળ ઘૂમતી રહી. લોકો તેમની પાસે આવતાંયે ડર્યાં, પણ રાજ્યે તેમનું નામ ન લીધું. છેવટ તેઓ પાછા ફર્યા.

ધ્રાંગધ્રાની પ્રજાનાં દુઃખો માટે આ રીતે દોડી જનાર ફૂલચંદભાઇ માટે બીજો પ્રસંગ પણ આવી ઊભો. એ અરસામા મુંબઇના ગવર્નર રાજકોટ આવ્યા હતા. તેમને માટે સરધાર ખાતે શિકાર ગોઠવવામાં આવેલ. આ શિકાર–પાર્ટીનો ત્યાંના મહાજને તથા પ્રજાજનોએ વિરોધ કરેલો, પણ શિકાર બંધ ન રહ્યો. આથી સ્વ. મનસુખલાલ રવજીભાઇ તથા સ્વ. મણિલાલ કોઠારી શિકાર–પાર્ટીનો વિરોધ કરવા સરધાર ગયા કે રાજ્યે તેમને પકડી લીધા. શિકાર–સમારંભ તો બંધ રહ્યો, પણ ગવર્નર રાજકોટમાં રહે ત્યાં સુધી રાજકોટ સદરમાં જાહેરસભા કે ભજનમંડળીની બંધી ફરમાવાઇ. પ્રજાના પ્રાથમિક હક્ક પર આ રીતે તરાપ પડતી જોઇને ફૂલચંદભાઇએ ટુકડીઓ તૈયાર કરી. સમગ્ર કાઠિયાવાડને એ એક અને અવિભાજ્ય અંગ ગણતા. કોઇ રાજ્યની પ્રજાને પડતા દુઃખમાં સાથ આપવાનો કોઇ પણ કાઠિયાવાડીનો ધર્મ છે એમ તે માનતા. આ અન્યાયી હુકમ તોડવા માટે તેમણે દસ દસની ભજન–મંડળી ગોઠવી અને એક પછી એક ભનજમંડળીઓ રાજકોટ મોકલવાનું ઠરાવ્યું. પ્રથમ મંડળીમાં જ પોતે જોડાવા માગતા હતા, પણ સંચાલન કરવા માટે તેમણે પાછળ રહેવું એમ ઠર્યું.

શ્રી. રતિલાલ રાવળની સરદારી નીચે પહેલી ટુકડી રાજકોટ ગઇ. આ ટુકડીને મારવામાં આવી અને પોલીસે પકડી લીધી. બે માસની સજા પણ થઇ. પરંતુ આ દરમ્યાન ગવર્નર પાછા જતાં સત્યાગ્રહ બંધ રહ્યો. પેલી ટુકડીને બે માસ બાદ છોડવામાં આવી.

સ્વરાજ વર્ષની પ્રજા પર ભારે અસર હતી. પ્રજામાં ભારે

એવી ને એવી ઉત્કટ સ્વરાજ–ભાવના ભરી હતી. આ સ્થિતિમાં જ એ મોટા પ્રજાકીય બનાવ બની ગયા હતા. એક–સ્વ. મનસુખલાલ તથા મણિલાલ કોઠારીને સરધાર–શિકારનો વિરોધ કરવા માટે એજન્સીની હદમાંથી હદપાર કરવામાં આવ્યા હતા. બીજો– સ્વદેશભાવના રાખવા માટે રાય–સાંકળીના દરબાર શ્રી. ગોપાળદાસજીને સરકારે પદભ્રષ્ટ કર્યા હતા. આથી બીજી રાજકીય પરિષદની બેઠક એજન્સીની હદમાં વઢવાણકેમ્પ મુકામે ભરવાનું ઠર્યું. અબ્બાસ સાહેબ તેના પ્રમુખ થયા. વઢવાણકેમ્પ અને વઢવાણ શહેર તો પાસે પાસે જ, એટલે એ પરિષદ ભરવાનું મુખ્યત્વે ફૂલચંદભાઇ પર જ આવી પડયું. રાતદિવસ તનતોડ મહેનત કરીને પરિષદની બધી તૈયારી તેમણે કરી અને પાર પણ ઉતારી.

૧૯૨૨ની સાલમાં સરકારે મહાત્માજીને પકડી લીધા અને ૭ વર્ષની સજા આપી. હિંદભરમાં રોષનું મોજું ફરી વળ્યું. પણ એ પછી ધીમે ધીમે ઉત્સાહનાં વળતાં પાણી થયાં. એ દરમ્યાન નાગપુરમાં ગોરાઓના લત્તામાં રાષ્ટ્રધ્વજનું અપમાન થયું, આથી જમનાલાલજીએ એની સામે સત્યાગ્રહ આદર્યો. એ સત્યાગ્રહમાં સાથ પુરાવવા માટે હિંદના પ્રાંતેપ્રાંતમાંથી ટુકડીઓ આવવા લાગી.

કાઠિયાવાડમાંથી પણ એક ટુકડી લઇને ફૂલચંદભાઈ ઊપડયા. એમની સાથે વઢવાણથી શિવાનંદજી, ચમનભાઈ વૈષ્ણવ, વિદ્યાર્થી રામનારાયણ પાઠક, વેણીલાલ બૂચ, શ્રી. બળવંતરાય મહેતા, આદિ દસેક ભાઇઓ જોડાયા. કાઠિયાવાડ બહારના પ્રાંતની કુમકે આ ટુકડી પ્રથમ વખત જ જતી હતી. વઢવાણ શહેરમાં એ દિવસોમાં ફૂલચંદભાઇના નામનું પ્રજા પર અજબ જાદુ ફેલાઇ ગયું હતું. સત્યાગ્રહમાં જવાની વિદાયસભામાં એમને સાચાં સોનારૂપાનાં ફૂલે વધાવવામાં આવ્યા.

ફૂલચંદભાઈની ટુકડી વઢવાણથી સૂરત ગઇ. ત્યાંથી ડૉ. ઘીઆની સરદારી નીચે નાગપુર ગઇ અને ત્યાં સત્યાગ્રહ કર્યો. ત્યાં પણ

એમની ટુકડીએ એમનાં રાષ્ટ્રગીતોની ઝૂક બોલાવી. ફૂલચંદભાઈ તથા અન્ય સાથીઓ પકડાયા. તેમને બાર બાર માસની સજા થઈ. જેલમાં તેમને અનાજના કોથળા ફેરવવાનું, કોસ ખેંચવાનું વગેરે સખત મજૂરીનાં કામ આપવામાં આવ્યાં. કામ ઉપરાંત વગર વાંકે હેરાનગતિ પણ જેલ-સત્તા તરફથી થયા કરતી. આથી સૌ કેદીઓએ કામ છોડી દીધું, એટલે જેલના નિયમ અનુસાર અન્ય સજાઓ પણ તેમને કરવામાં આવી. રાજકીય કેદીઓને વિના કારણ અમલદારો હેરાન કર્યા જ કરતા. પાછળથી ફૂલચંદભાઈએ તે જેલનાં સંસ્મરણો લખેલાં તેમાં એ લખે છે કે :



નાગપુર જેલમાંથી છૂટયા બાદ કેદીવેશમાં શ્રી. ફૂલચંદભાઈ

'વરસાદ આવે, ટાઢ આવે, કોટની માગણી કરીએ, એટલે પાંચ કપડાં પહેરી પાડા જેવો ઊભેલો સુપ્રીન્ટેન્ડેન્ટ અમને કહે : 'ઠંડી કહાં હૈ ?'

શુભયોગે એક માસમાં સમાધાન થયું અને તેઓ બધા છૂટયા. બહાર આવ્યા ત્યારે એમનું નાજુક શરીર સાવ કંતાઈ ગયું હતું.

તેમને મરડો લાગુ પડયો હતો, પણ કાઠિયાવાડમાં આવતાં વેંત કેદીનો વેશ પહેરીને, એક ટુકડી કાઢી,

'ઝાડા સાથે મરડો, બેસી ગયો બરડો,
કાચી રોટી કરડો—નાગપુર જેલમાં...

એવાં ગીત ગાતાં ગાતાં આખા કાઠિયાવાડમાં ફરીને નાગપુર ઝંડા–સત્યાગ્રહનો પેગામ આપ્યો.

આ પ્રવાસમાં દેવચંદભાઇ પારેખ એમની સાથે ફરેલા. દેવચંદભાઈ તે સમયે કા. રાજકીય પરિષદના મંત્રી હતા. રાજકીય પરિષદની બેઠકોમાં વખતે ફૂલચંદભાઇને તેમની સાથે કામ કરવાનું થતાં તેઓ અંગત મિત્રો બની ગયા. આ મિત્રચારી જિંદગીભર ટકી. ફૂલચંદભાઇના થોડાક જ અંગત મિત્રો હતા, તેમાં એક શ્રી. દેવચંદભાઇ પારેખ છે.

## (૭) અસ્પૃશ્યતાની વેદિ પર

ફૂલચંદભાઇ નાગપુરમાંથી છૂટીને આવ્યા ત્યારે તેમની સામે બે બાજુની આર્થિક સંકડામણ ઊભી હતી: એક અંગત, બીજી સંસ્થાગત.

શાળામાં શિક્ષણ આપવાનું તેમણે બંધ કર્યું અને એકલા સંચાલક રહ્યા, ત્યારથી તેમણે શાળામાંથી પોતાનું વેતન લેવું બંધ કરેલું. એમણે શરૂ કરે 'પુરુષાર્થ' માસિક બે વર્ષ ચાલેલું, પણ એમાં જાહેરખબર લેતા ન હતા એટલે મોંઘું પડતું હતું. અધૂરામાં પૂરું જેને એ માસિકનું કામ સોંપાયેલું એ માણસ પૈસા ખાઇ ગયેલ, તેથી ૮૦૦ રૂા. ની ખોટ આવેલી. રાષ્ટ્રીયશાળા સાથે એમણે એક આશ્રમ પણ શરૂ કરેલો. આશ્રમમાં શ્રી. રામભાઇ પાઠક, હેમુભાઇ રાજગોર વગેરે વિદ્યાર્થીઓ રહેતા. તેનું ખર્ચ તેમને જ આપવાનું રહેતું. આશ્રમમાં ખાદીકાર્ય માટે શાળા વગેરે પણ તેમણે શરૂ કરેલ, તેનું ખર્ચ પણ તેમને

જ ઉપાડવાનું હતું. આ બધાં ખર્ચને પહોંચી વળવા તત્કાલ પૂરતી ગાંધીજી પાસેથી તેમણે લોન લીધેલી તે પણ વપરાઇ ગઈ. બહુ મૂંઝવણને અંતે તેમણે વઢવાણમાં આવેલાં તેમનાં બાપદાદાનાં બાકી રહેલ મોટાં મકાન વેચ્યાં; એમાંથી સાત હજાર રૂ. તેમને મળ્યા. એમાંથી આ બધું દેવું ભરતાં તેમના હાથમાં માંડ ત્રણ હજાર રૂપિયા રહ્યા. નિકટના એક સ્નેહીને આ બાબતની ખબર પડતાં, એ પૈસા પર તો મા અથવા શારદાબેનનો જ અધિકાર છે એમ તેમણે કહ્યું અને એ રૂ. ખર્ચી નાખવા બદલ ફૂલચંદભાઇને ઠપકો આપ્યો. બાકી રહેલા રૂ. ૩ હજાર તથા શારદાબેનનાં ઘરેણાં વેચતાં આવેલા એક હજાર મળી રૂ. ૪ હજાર માના તથા શારદાબેનના નામે બોટાદની બેંકમાં મૂકયા. તેમણે પોતાનું અંગત ખર્ચ કાઢવા માટે એક છાત્રાલય શરૂ કર્યું, એના ગૃહપતિ શિવાનંદજી થયા અને એમાંથી ટૂંકું વેતન મેળવીને નિર્વાહ ચલાવવા લાગ્યા.

બીજી આર્થિક સંકડામણ રાષ્ટ્રીયશાળાની હતી. આખા કાઠિયાવાડમાં આદર્શરૂપ બનેલ અને દિવસે દિવસે વિકસતી જતી આ શાળાનું ખર્ચ ઘણું વધી ગયું હતું. સારી એવી સ્થાનિક આવક પણ આવડી મોટી થઈ ગયેલી સંસ્થાને ઓછી જણાવા લાગી. શાળાનું કામકાજ એક સ્થાનિક સમિતિ હસ્તક ચાલતું. ફૂલચંદભાઇ તેના મંત્રી હતા. ફૂલચંદભાઈ બે મિત્રો સાથે કલકત્તા, રંગૂન, કરાંચી, પંજાબ વગેરે સ્થળે ફાળો કરવા ગયા. રંગૂનમાંથી ડો. પ્રાણજીવનદાસ મહેતા પાસેથી રૂ. પંદર હજાર બાલમંદિરના મકાન માટે મળ્યા. ગામ બહાર બાળમંદિર, કુમારમંદિર, વિનયમંદિર વગેરે માટે વિશાળ જમીન લેવાઈ. બાલમંદિરનું મકાન ચણાવા પણ માંડયું.

આ દરમિયાન શાળામાં એક અનિષ્ઠ ઘુસી રહ્યું હતું. અન્ય જાહેર પ્રવૃત્તિઓને કારણે ફૂલચંદભાઈને વખતોવખત બહાર જવું પડતું. નાગપુર સત્યાગ્રહમાં જતાં તથા ફાળો ઉઘરાવવા જતાં સંસ્થામાં એમની લાંબી ગેરહાજરી રહી. આ કારણોને લીધે શાળ ના કામકાજ

પર ઝીણવટથી તપાસ એ રાખી શકયા નહિ. એમની અજાણમાં શાળામાં ધીમેધીમે ઝગડો પેસી ગયો હતો. શિક્ષકોને અંદર અંદર તકરારો થતી. સમિતિના સભ્યો શિક્ષકોને પોતપોતાના બનાવવા માટે તાણખેંચ કરી રહ્યા હતા અને પક્ષો પડી રહ્યા હતા. એકાગ્ર મને કામ કરતા શિક્ષકોનાં મન અસ્થિર થયાં હતાં. ફૂલચંદભાઇને આની ઘણી મોડી ખબર પડી.

શાળાની આંતરિક સ્થિતિ આ હતી, એ સમયે નાગપુરથી એ પાછા આવ્યા ત્યારે ભંગી વિદ્યાર્થીઓને ભોજન આપવા માટે એક સમારંભ ગોઠવવામાં આવેલો. આ સમયે રાષ્ટ્રીય પ્રવૃત્તિનાં ઓસરતાં પાણી હતાં. આથી વિરોધપક્ષે ભંગી બાળકોને જમાડવાના મુદ્દા સાથે વાંધો પાડ્યો અને 'ધર્મ રસાતાળ જવા બેઠો છે, વાણિયાએ ભંગી સાથે ખાધું, કોઇ જાગશો કે નહિ, વઢવાણનું સત્યાનાશ જશે.' આમ વિરોધ કરવા માંડ્યો. ફૂલચંદભાઇનું નામ ઠરાવ્યું 'ફૂલો ઢેઢ' ને શિવાનંદજીનું નામ 'શિવો ઢેઢ.' જ્યાંથી તેઓ નીકળે ત્યાં તેમની પાછળ હુરિયો કરે. આવો દેકારો મચાવીને વિરોધપક્ષોએ રાષ્ટ્રીયશાળામાં જતાં છોકરાંઓનાં માબાપોને ઉશ્કેર્યાં, અને અમુક માબાપોએ ધર્મભ્રષ્ટ ન થવા દેવાને બહાને પોતાનાં બાળકોને શાળા-માંથી ઉઠાડી લીધાં. આવી પરિસ્થિતિ વચ્ચે પણ સમિતિના સભ્યોએ શિક્ષકોની તાણખેંચ આદરી, તેથી શાળાનું કામ ચગડોળે ચડ્યું. એ પછી શું થયું એ ફૂલચંદભાઇના જ શબ્દોમાં જોઇએ :

> 'આ બધા સંજોગો જોતાં મને લાગ્યું કે શિક્ષકોને સભ્યો નાહકના પજવતા અને શાળાનું કામ આ રીતે લાંબો વખત ન જ ચાલી શકે, તેથી દુ:ખપૂર્વક કમિટી વિખેરવાનું પગલું મારે ભરવું પડયું અને સંસ્થાના આદ્ય–ચાલક તરીકે તમામ વહીવટ મારા હાથમાં લીધો. કેટલાક મિત્રોએ મારા આ પગલાને આપખુદ ગણ્યું. મને આપખુદી તો લાગી, પણ શાળાને બચાવવા મારે તેમ કર્યા સિવાય છૂટકો ન હતો. કોઇ સભ્યો પ્રત્યે મારે અંગત વેર નહોતું જ'

કમિટી વિખરાઇ એટલે બાળકો વિશેષ ઘટયાં.

આ દિવસોમાં જ રાષ્ટ્રીયશાળા ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડા-યેલી, આથી કાઠિયાવાડ–ગુજરાતના આગેવાનોની એક સમિતિ તેનું બંધારણ ઘડવા નિમાઈ. આ સમિતિની એક બેઠકમાં શાળામાં હરિજન–પ્રવેશનો મુદ્દો આવ્યો. સમિતિના સૌ સભ્યોએ તે મુદ્દો સ્વીકાર્યો. શિક્ષકોની સાથે એ મુદ્દા વિષે ફૂલચંદભાઇએ ચર્ચા કરી. શાળા ભાંગી પડે તોયે હરિજન–પ્રવેશ અપનાવવા શિક્ષકો તૈયાર હતા. આથી ફૂલચંદભાઇએ સમિતિ પાસે હરિજન–પ્રવેશ માટે સંમતિ આપી અને ૧૯૮૦ના માગશરમાં હરિજનો માટે શાળાનાં બારણાં ખુલ્લાં થયાં.

આ ઠરાવ સામે આખા ગામે વિરોધ ઉઠાવ્યો. એમની બધી પ્રવૃત્તિઓમાં વર્ષો સુધી સાથે રહેનાર સંબંધીઓએ પણ વિરોધ કર્યો. પણ ફૂલચંદભાઇએ બધાને એક જ જવાબ આપ્યો કે : હરિજનોને આ સંસ્થાથી દૂર હવે હું રાખી શકું નહિ. કાં તો સંસ્થા બંધ થાય, કાં તો હરિજન વિદ્યાર્થીઓ શાળામાં દાખલ થાય.

આ વિષે ફૂલચંદભાઈ લખે છે :

'રાષ્ટ્રીય શાળામાં હરિજન–પ્રવેશ સામેનો પ્રતિબંધ તો દૂર થયો પણ. હરિજન વિદ્યાર્થીઓ હજી દાખલ થયા ન હતા. વૈષ્ણવો અને જૈનો એમ ધારતા કે ભલે ઠરાવ પસાર થયો, પણ કયો ઢેઢ પોતાના છોકરાને શાળામાં મૂકવા આવવાનો હતો ? આવશે ત્યારે જોયું જશે.

'પણ હરિજનોને ભણવાની ધગશ હતી, એક સરળ હૃદયના હરિજન ભાઇએ મને પૂછ્યું : 'કેમ ભાઇ, અમારાં છોકરાંને તમે દાખલ કરશો ખરા ?' મેં તરત જ હા પાડી. હરિજન બાળકો શાળામાં આવવાના છે એ વાતની મેં જાહેરાત કરી. શાળાના વિદ્યાર્થીઓના કેટલાક વાલીઓએ વાંધો ઉઠાવ્યો અને બંધારણ બદલવા રીતસર નોટીસ આપી. નિર્ણય કરવા સારુ શાળા સમિતિ એકઠી થઇ.

'નવજીવન'માં મહાત્માજીએ વઢવાણની કસોટી આપી છે, વઢવાણ હરિજનોને અપનાવી પોતાની કીર્તિ ઉજ્જ્વળ કરશે, એમ સ્પષ્ટ લખ્યું હતું. 'સૌરાષ્ટ્ર' પત્રે જુદી વલણ લીધી હતી. હરિજનોને દાખલ ન કરવા

એવો એનો ખાસ મત હતો. સમિતિ મળી. કાકા કાલેલકર, દરબાર ગોપાળદાસભાઇ હાજર હતા. બહુમતે નિર્ણય થયો કે હરિજનોને દાખલ કરવા. સં. ૧૯૮૦ના અસાડ માસમાં હરિજન બાળકો શાળામાં આવ્યા. ખળભળાટ વધ્યો. માણસોએ છોકરા ખેંચી લીધા. સંખ્યા માત્ર ૨૩ની રહી. ઓડિયા મંત્રી પણ રાજીનામું આપી ફારગ થયા.'

કાઠિયાવાડમાં એ વખતે તપતા 'સૌરાષ્ટ્ર' પત્રે ફૂલચંદભાઇના આ પગલાને ટૂંક દૃષ્ટિનું કહી વખોડેલું અને વિરોધ ઉઠાવેલો. આવી ધીખતી કેળવણીની સંસ્થાને એક સિદ્ધાંત ખાતર ખાખ કરી દેવા પાછળ ફૂલચંદભાઇની એક ધૂન જ છે એમ તેણે જણાવેલું.

પણ ફૂલચંદભાઇ અડગ રહ્યા. સૌના ફિટકાર વર્ષવા છતાં સિદ્ધાંતમાં અડગ રહ્યા. એમના એ કાર્યનું યોગ્ય મૂલ્યાંકન કરતાં 'ફૂલછાબે' એમના અવસાન બાદ લખ્યું તે જ તેમની ભાવનાને સમજાવે છે કે:

'આસ્થાના આણબૂઝયા દીપક હતા ફુલચંદભાઇ. એમણે જે કાંઇ દીધું તેનો સરવાળો ભૌતિક જગતમાં નહિ પણ આત્મિક ભુવનમાં જ બેસીને કરવો ઘટે છે. સંસ્થાઓ તો સ્થપાય છે ને લોપાય છે; ઇમારતોને હિસાબે સિદ્ધિઓ મૂલવાય નહિ. નરી કાર્યદક્ષતાના દાવા પણ ઘણી વાર છેતરામણા નીવડે છે. ફકીરીનો પરિશુદ્ધ પ્યાલો પાઇ જનારની જ બલિહારી હોજો......આપણે પોતે અતિ તુચ્છ અને અધમ છતાં મીટ માંડીએ છીએ ઉર્ધ્વગામિતાની કોઇ ઊંચી તગલી આમ્રડાળીએ, દમેદમ સમજીએ છીએ કે આપણે નીચે છીએ ને કોયલની અમૃત–શાખ તો એ ઉર્ધ્વતાની ટોચે છે. એ આત્મભાન હોત ખરું, જો એ તગલી ડાળના રમનારા ફૂલચંદો ને વૈષ્ણવો (ચમનભાઇ) ન હોત તો?' (૫–૯'–૪૧)

ધીખતી રાષ્ટ્રીયશાળામાં હરિજન વિદ્યાર્થીઓ આવતાં શિક્ષકમાં પણ એક માત્ર ચમનભાઇ વૈષ્ણુવ રહ્યા. શાળા તૂટી, એનો કડાકો આખા કાઠિયાવાડમાં પ્રસરી ગયો. કાઠિયાવાડની હરિજન સુગને તોડવા માટે આવાં કોઇ કડાકાની જરૂર હતી. એ કડાકાએ અસ્પૃશ્યતા–નિવારણમાં કેવી અવ્યક્ત અસર કરી છે તેના આંકડા કોઇ નહિ માંડી શકે.

એ સમયે હરિજનનો પ્રત્યે કેવા અન્યાય થતા એના થોડાક પ્રસંગો ટાંકીએ.

કાકા કાલેલકર કે ગાંધીજીએ પોતે આવીને વઢવાણુની પ્રજાને હરિજનોને અપનાવવા માટે સલાહ આપી, પણુ પ્રજા ન માની. રાષ્ટ્રીય જુવાળ વખતે આવી કોઈ પ્રવૃત્તિમાં પ્રજાએ વાંધો લીધો ન હતો, ઊલટું એમાં સાથ પણુ આપ્યો હતો. રાષ્ટ્રીય જુવાળ ઓસરતાં વઢવાણુ–ઝાલાવાડની અંધશ્રદ્ધાળુ જનતાએ પોત પ્રકાશ્યું. જેઓ રાષ્ટ્રીય જુવાળ વખતે હરિજનોને અડતા તથા સભામાં આવતા તેમણે જ જબરો વિરોધ માંડયો. એટલેથી જ ન અટકયા. ફૂલચંદભાઈ તથા શિવાનંદજી તરફ તેમને અનહદ માન હતું તે તો દૂર મૂકયું, અને એથીયે આગળ ચાલીને હરિજનોને ભણુાવતા શિવાનંદજીને ‘ રામમહેલ’ નામના મંદિરમાં આવે તો મારવાની તૈયારી કરી. નાનપણુથી જ ભક્ત હોઇને વર્ષોથી શિવાનંદજી એ મંદિરમાં જતા. બધાએ મારવાની તૈયારી કરી છે એ જાણુવા છતાં તે ત્યાં ગયા અને ધર્મીજનોએ તેમને માર્યા. એમનાં વૃદ્ધ મા ત્યાં ગયાં તો તેમને પણુ માર્યાં ! ધર્મી લોકોએ ધર્મ–મંદિરને જ આંગણે એ રીતે મારવામાં ધર્મ જોયો ! એ વખતે તો વૈષ્ણુવો આનંદ પામ્યા, પણુ આ રીતે મારવાને કારણે રાજ્ય કયાંક પગલાં લેશે એ બીકથી આવીને એક જણુ તો માફી પણુ માગી ગયો.

વઢવાણુના ભોગાવામાં માત્ર ચોમાસામાં જ પાણી રહે છે. બાકીના માસમાં પાણી મેળવવા માટે ભોગાવાના પટમાં વીરડા કરવા પડે છે. હરિજનો દર વર્ષે ભોગાવાના પટમાં પોતાના માટે વીરડા ગાળતા. આ વર્ષે તેની સામે અમુક સનાતન–ધર્મીઓએ વાંધો ઊઠાવ્યો કે: ‘અત્યંજોને વીરડે અમે ભૂલમાં હાથપગ ધોવા જઇએ તો અમને આભડછેટ વળગે ને ? માટે વીરડા કાઢી નાખો.’ કોઇ અજાણુતાં હરિજનોના વીરડામાં હાથપગ ન ધુએ અને અભડાઇ ન જાય તે માટે હરિજનોએ તેમના વીરડા આડી ઝરડાંની વાડ કરી લેવા

કર્યું; વીરડા પર 'અંત્યજાનો વીરડો છે' એમ પાટિયાં લગાવવા કહ્
પણ ઉચ્ચ વર્ણના લોકો ન માન્યા. મ્યુનિસિપલ કમિટીમાં પણ ચ
પ્રશ્ન ચર્ચાયો. એ વખતે મ્યુનિસિપલ કમિટીમાં શ્રી. ચમનભાઇ વૈષ્ણ
હતા. તે તથા બીજા એક બે વિરુદ્ધ પડયા, પણ બહુમતિથી એ વીર
બૂરી નાખવાનો નિર્ણય થયો. એની સામે ફૂલચંદભાઇએ પત્રિ
વહેંચી અને જેહાદ જગાવી. છાપાંઓમાં પણ ઉહાપોહ થયો. છેવ
ઉચ્ચ વર્ણના લોકો પાછા પડયા અને વીરડા રહ્યા. આ તો હ
૧૯૮૨ની–૧૫ વર્ષ પહેલાંની જ વાત.

બ્રાહ્મણો કે વૈષ્ણવો આભડછેટને વધારે માને એ સ્વાભાવિક હ
પણ જૈનો તો હરિજનોને અડીને માત્ર છાંટથી ચલાવી લેતા. તેઓ
પણ આ પ્રસંગે વિશેષ ચુસ્ત થતા જતા હતા. એક વખતન
વઢવાણના લક્ષાધિપતિ શ્રી. ચુનીલાલ દાદાભાવાલાએ આ સમ
ગાંધીજયંતી પર પોતાને ત્યાં હરિજન વિદ્યાર્થીઓને જમાડય
લોકોએ તે વિષે અનેક અફવાઓ ઉડાડી. મહાજનના અગ્રણીએ
તેમને નાત બહાર મૂકવા તૈયાર થયા. બધા એકઠા થયા અ
વિચારણા પણ કરી, પણ હિંમત ન ચાલતાં છેવટ રહી ગયા.

મહાજનનું એ વખતે ભારે જોર હતું. તેની સામે તો આંગળી
ન ચીંધી શકાય. ફૂલચંદભાઈએ તો મહાજનશાહીની પોકળતા તથ
ખોટી જોહુકમી સામે પત્રિકા બહાર પાડી. અને પ્રજાના એવા દરિ
માનસને તોડયું.

આવી સ્થિતિ પ્રવર્તતી હતી ત્યારે ફૂલચંદભાઇએ હરિજનો
અપનાવ્યા, સિદ્ધાંતને ખાતર શાળાને તૂટવા દીધી અને સમાજ
જબરો આંચકો આપ્યો. એ આંચકાથી લોકો વિચારમાં પડી ગય
ફૂલચંદભાઇએ તો ગામ બહાર ચણાવેલા નવા મકાનમાં શાંતિ
કામ આદરી દીધું. થોડા જ સમય બાદ શાળાના એ નવા મકાન
૭૦૦–૮૦૦ વિદ્યાર્થીઓના પગરવ ગૂંજી ઊઠશે એવાં સ્વપ્નાંને સ્થા
૭૫–૧૦૦ હરિજન બાળકોની શાળા તેમણે શરૂ કરી દીધી. ૩૫–૪

હરિજન વિદ્યાર્થીઓનો આશ્રમ પણ તેમણે શરૂ કર્યો. અને ફરીથી ફૂલચંદભાઈ ચમનભાઇ અને શિવાનંદજી સાથે શિક્ષક થઇને હરિજન વિદ્યાર્થીઓને ભણાવવા બેસી ગયા.

શાળામાં હરિજન–પ્રવેશ થતાં સ્થાનિક આવક બંધ થઇ, એટલે શાળાના ખર્ચ માટે તેમને પોરબંદર તરફ જવું પડયું. કાઠિયાવાડમાં હરિજનોદ્ધારની એક આછી ચેતના છેલ્લા છેલ્લા બનાવોએ મૂકી દીધી હતી. પોરબંદરમાં એમને હરિજનોના ઉદ્ધાર–કાર્ય માટે ઠીક નાણાં મળ્યાં.

## (૮) કા. રા. પરિષદના મંત્રીપદે

**કાઠિયાવાડ** રાજકીય પરિષદે આ સમયે દરેક રાજ્યોમાં પ્રજા-પરિષદો સ્થાપી સ્થાનિક પ્રશ્નો ઉપાડી લેવાનો આદેશ આપ્યો હતો. એ રીતે ભાવનગર રાજ્યમાં ત્યાંના કાર્યકરોએ પહેલ કરીને ૧૯૨૪માં ભાવનગર પ્રજાપરિષદ ભરી. પરિષદ સફળ થઈ.

વઢવાણ કેંપ બાદ કાઠિયાવાડ રાજકીય પરિષદને ભાવનગરે આમંત્રણ આપ્યું હતું. પણ ભાવનગરમાં રાજકીય પરિષદ ભરવા દેવાની પટ્ટણીજીએ ના પાડી. સૌરાષ્ટ્રમાં એ સામે જબરો વિરોધ ઊઠયો. થોડાક જણા તો સત્યાગ્રહ કરવા સુધી તૈયાર થયા. વાત ઠેઠ ગાંધીજી સુધી પહોંચી. ગાંધીજી ૭ વર્ષની જેલમાંથી બિમાર પડતાં તાજા જ છૂટયા હતા. પરિષદને બચાવવા માટે ગાંધીજી પોતે જ આ પરિષદના પ્રમુખ થયા અને ૧૯૨૫માં ભાવનગરમાં કા. રા. પરિષદ ભરાઇ. રાજકીય મુદ્દાઓની ચર્ચા કર્યા વિના પરિષદ સંકેલી લેવાનો ગાંધીજીએ વચલો માર્ગ કાઢયો. એ સમયના ધૂંધવાતા પ્રશ્નો (ધોરાજીના કેદીઓ વગેરેનો) પોતાના પર છોડી દેવા ગાંધીજીએ કહ્યું. આ પરિષદમાં ફૂલચંદભાઇ સ્વ. મનસુખભાઇને સ્થાને મંત્રી થયા અને જીવતાં સુધી (એકધારાં સોળ વર્ષ સુધી) એ સ્થાન પર રહ્યા.

આ દિવસોમાં જ સ્વામી શ્રદ્ધાનંદજીનું કોઇ માણસે કરપીણ ખૂન કરેલું. મહાત્માજી જેલમાંથી છૂટતાં રચનાત્મક કાર્ય કરવા લાગ્યા હતા. દેશની ચેતના જાગતી આવતી હતી. દેશને ફરીથી સંગઠિત કરવાનું મોજું ૧૯૨૬ની કોંગ્રેસ નજીક આવતાં પ્રસરતું જતું હતું. ફૂલચંદભાઇ, તેમના સાથી રામનારાયણ, દેવચંદભાઇ વગેરેએ કાઠિયાવાડમાં પ્રસંગ પડયે લડવા માટે સૈનિકોને સંગઠિત કરવા ૧૯૨૭માં એક 'સત્યાગ્રહ દળ'ની સ્થાપના કરી. શરૂઆતમાં જ ૧૭ જણા એમાં નોંધાયા. મહાત્માજીના આશીર્વાદ માગતાં પ્રથમ તો 'સિંહનાં જૂથ ન હોય.' એમ ગાંધીજીએ કહેલું, પણ પાછળથી આશીર્વાદ આપ્યા. ધીમે ધીમે કરતાં તે દળમાં ૭૦–૭૫ સત્યાગ્રહીઓનાં નામ લખાયાં. આ રીતે કાઠિયાવાડમાં પ્રથમ જ વખત સૈનિકોનું જૂથ બંધાયું. આથી રાજ્યો પણ વિચારમાં પડી ગયાં.

૧૯૨૮માં ઠક્કરબાપાના પ્રમુખપદે કા રા. પરિષદનું ચોથું અધિવેશન પોરબંદરમાં મળ્યું. ગાંધીજી એ પરિષદમાં આવ્યા. હતા. કોઇ રાજ્યોની વ્યક્તિગત ટીકા નહિ કરવી એવો ઠરાવ ત્યાં પસાર થયો. ગોંડળ રાજ્યે ગાંધીજીને જવાબ નહિ આપી અપમાન કરેલું તેનું પરિષદને અને કાઠિ. ની પ્રજાને ઘણું દુઃખ થયું, પણ કોઇ ઉપાય ન હતો, તેથી ગાંધીજીએ શાંતિથી કામ કરવાનો માર્ગ સૂચવ્યો.

આ દિવસોમાં જ ગુજરાતમાં બારડોલી મુકામે સરદાર વલ્લભભાઇની સરદારી નીચે વધારાનું અન્યાયી મહેસૂલ નહિ ભરવાનો સંગ્રામ શરૂ થયો. કાઠિયાવાડના 'સત્યાગ્રહ દળ'ને એમાં આવી પહોંચવા આમંત્રણ મળ્યું. નાગપુર બાદ કાઠિયાવાડને આ બીજી વાર પ્રાંત બહાર જવાનું આમંત્રણ મળ્યું. ફૂલચંદભાઇ એક ટુકડી લઇને બારડોલી પહોંચી ગયા. ત્યાં જતાં વેંત તેમણે ભજનમંડળી રૂપે ગામેગામ ઘૂમવાનું શરૂ કર્યું. એમનાં સીધાં સાદાં ગીતોએ ગુજરાતી–કાઠિયાવાડીના ભેદ ભૂંસી નાખ્યા અને કાઠિયાવાડી ટુકડી એકરૂપ બનીને વાલોડ તથા વેડછીને કેન્દ્રમાં રાખીને, આસપાસ ઘૂમવા લાગી.

'અમે રોપ્યો સત્યાગ્રહ માંડવો રે
નથી ભરવું સરકારી મહેસૂલ...'

એવાં ગીતોમાં એમણે એ સમયના યુદ્ધનાદને સાંકળી લીધો ને પ્રજાએ એને ઝીલી લીધો. જ્યાં જ્યાં તેમની મંડળી ગઈ ત્યાં ત્યાં—

'ભલે માથું ને ધડ જુદાં થાય
ભલે કાયાના કટકા થાય...'

એવા ઘોષ ઊઠયા. ગુજરાતના નેતાઓએ પ્રજાને ગદ્યથી ચેતાવી, ત્યારે કાઠિયાવાડના પરોણાઓએ પ્રજાને પદ્યથી જગાડી.

એ સંગ્રામમાં શિવાનંદજી જેલ ગયા પણ ફૂલચંદભાઈને ન પકડયા. છેવટ સુધી તે ત્યાં રોકાયા અને કામ કર્યું. સત્યાગ્રહને અંતે ત્યાંના કાર્યકર્તાઓએ તેમને માનપત્ર અને વિદાયમાન આપીને તથા મહાદેવભાઈએ 'બારડોલીના ઇતિહાસ'માં લખીને ભજન-મંડળીના ચેતના-કાર્યનો આભાર માન્યો.

તેમની ટુકડી વઢવાણ પાછી ફરી તે પહેલાં બારડોલીની લડતના વિજય-સમાચાર ત્યાં પહોંચી ગયા હતા. એ લડતમાં પોતાના વતનના લડવૈયાનાં દૂર દૂરથી રૂડાં કામ સાંભળીને વઢવાણની પ્રજાએ અભિમાન અનુભવ્યું હતું. ફૂલચંદભાઈની ટુકડી વઢવાણ આવતાં તો પ્રજાએ હરિજનોને કારણે થયેલા અગાઉના બધા મતભેદ ભૂલીને તેમનું સ્વાગત કર્યું અને વઢવાણની ધરતી પર અગાઉ કોઈને નહિ મળેલું તેવું અસીમ માન તેમને આપ્યું.

બારડોલીના વિજયની અસર કાઠિયાવાડ માથે ફરી વળી હતી. રાજકીય પરિષદનું પાંચમું અધિવેશન મોરબી મુકામે બારડોલીના યુદ્ધ-વિજેતા સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે ૧૯૮૫ ના ફાગણમાં (૧૯૨૯ ના માર્ચમાં) મળ્યું. પણ બારડોલીના યુદ્ધ-ઉન્માદમાં પ્રાન્તની શક્તિનો તાગ લીધા વગર ઘેલા થયેલા યુવકોએ મોરબીમાં નિર્બંધ રીતે યુવક પરિષદ ભરવા માટે આંદોલન જગાવ્યું. પટ્ટણીજી એનો વિરોધ

કરવા માટે, ભાવનગરથી મોરબી આવ્યા. છેવટે મહાત્માજીએ કોઇ ઉપાય ન જોતાં, ઘણા દુઃખિત હૃદયે યુવકોને હાથેપગે લાગીને સમજાવ્યા અને યુવક–પરિષદ મોકૂફ રહી.

સરદારે હવાઇ કિલ્લા પર ઊડી રહેલ યુવકોને વાસ્તવિક પરિસ્થિતિને લક્ષ્યમાં લેવાની સલાહ આપેલી. આ પરિષદ વખતે પણ ફૂલચંદભાઇ મંત્રી હતા, પરંતુ માંદા હોવાને કારણે એમાં તેઓ ભાગ લઈ શકેલા નહિ.

યુવકોની શક્તિ એ સમયે જાણે ફાટફાટ થતી હતી. જો કાર્ય નહિ મળે તો ક્યાં અથડાઇ પડશે એવી ભીતિના ગભારા ઊડતા હતા. છેવટ ૧૯૨૯ના ઓગસ્ટમાં જવાહરના પ્રમુખપદે રાજકોટમાં યુવક પરિષદ ભરાઇ અને ભારે સફળ થઈ. જાણે તેમાં અપશુકન કરવું હોય તેમ જામનગર રાજ્યે એ પરિષદમાં ભાગ લેવાનો પોતાની પ્રજાને મનાઇ હુકમ ફરમાવેલો.

રાજકોટનું કામકાજ પતાવી જવાહર વઢવાણનો હરિજન આશ્રમ જોવા આવેલા. ત્યાં ભોજન લીધું. બારડોલીમાં વખણાયેલ ફૂલચંદભાઇની ભજનમંડળીનાં જવાહરે ભજન સાંભળ્યાં અને વઢવાણની હિલ્લોળે ચડેલી મેદનીને સ્વરાજ્ય માટે કટિબદ્ધ થવાનો પેગામ પાઠવતા ગયા.

કાઠિ.ની પ્રજામાં ફરીથી હિંદની જાગૃતિથી અવ્યક્ત આંદોલન ઊભાં થતાં આવતાં હતાં. પાછી ક્યાંક ક્યાંક પ્રજાપરિષદો ભરાવા લાગી હતી. એ જ પ્રમાણે ૧૯૨૯ના સપ્ટેંબરમાં વઢવાણ રાજ્ય પ્રજાપરિષદ સ્વ. મણિલાલ કોઠારીના પ્રમુખપદે અને શ્રી. મોહનલાલ સંઘવીના સ્વાગતપ્રમુખપદ નીચે, ફૂલચંદભાઈએ મંત્રીપદ સંભાળીને ભરી.

ગામના પ્રતિષ્ઠિત લોકો આ પરિષદમાં સક્રિય કામ આપવા માટે તૈયાર ન હતા, છતાં તેમને મોભો જોતો હતો. આથી કાર્યકરોએ તેમનો સાથ છોડીને પોતાની મેળે જ એકલાં પરિષદ ભરી. ગામના પ્રતિષ્ઠિત લોકોનો તેમને સાથ ન મળ્યો. ખેડુ પ્રજાએ સાથ આપ્યો

પણ એમને પરિષદમાં આવતા અટકાવવા રાજ્યે આડાઅવળા રસ્તા લીધા. છતાં ખેડૂતો આવ્યા અને પ્રજા પરિષદ સફળ થઇ.

પણ કાઠિયાવાડની ચેતના કામ માગતી હતી. એ ચેતનાને કોઇ રચનાત્મક કામથી નાંગળનાર ન હતું. પરિણામે પ્રજા છાપાં પર ચડી. રાજ્યોના જુલમો જાણે છાપાંની કટારોથી ચિરાઇ જશે એવા ભ્રમમાં પ્રજા પડી.

એવા ભ્રમમાં 'સૌરાષ્ટ્ર–મિત્ર' નામના છાપાએ વઢવાણ રાજ્ય સંબંધે કાંઇક લખ્યું. રાજ્યે એ છાપા સામે પ્રતિબંધ ફરમાવ્યો. પ્રજાના આવા પ્રાથમિક અધિકાર પર તરાપ પડતી જોઇને ફૂલચંદ-ભાઇએ એની સામે વઢવાણમાં એક માત્ર વિરોધ–સભા ભરી. એકેએક પગલું તોળી તોળીને ચાલનાર ચમનભાઇ વૈષ્ણવ પણ પોતાના વતનમાં થતા આ અન્યાય સામે બોલવા એ સભામાં ઊભા થયા. પોલીસે લાઠીમાર ચલાવ્યો. ચમનભાઈને સખત વાગ્યું. ફૂલચંદભાઇ તથા શિવાનંદજીને પણ થોડું થોડું વાગ્યું. જાગૃતિના એ જનકોને જેલમાં પૂરી દેતાં મામલો થાળે પડી જશે, એમ માનીને અમલદારો એમને પોલીસ–કસ્ટડીમાં લઈ ગયા. પ્રજા પ્રથમ તો હેબત ખાઈ ગઈ, પણ ધ્રાંગધ્રાવાળા શ્રી. મોહનલાલ સંઘવી કૂદી પડ્યા. આ અન્યાય સામે ચૂંકારોય ન બોલી શકનાર વઢવાણની પ્રજાને એણે લાંબા હાથ કરી કરીને વેણ સંભળાવ્યાં કે : 'ફૂલના ગોટા જેવા આ ફૂલચંદ અને ચમનને જેલમાં લઈ જાય છે ને વઢવાણની પ્રજા છાનીમાની બેઠી છે ! ધિક્કાર છે, ધિક્કાર છે !' ઊભી બજારે આ રીતે ધિક્કાર વર્ષાવતા શ્રી. મોહનલાલ સંઘવી ચાલ્યા અને પાછળ પાછળ એમના ધિક્કારનો જાણે જવાબ દેતી વઢવાણની માનવમેદની ચાલી નીકળી. બધાએ જઇને પોલીસ કસ્ટડી સામે અડંગો નાખ્યો. 'અમારા ફૂલચંદભાઇ–ચમનભાઇને અત્યારે ને અત્યારે પાછા આપો' એવી પ્રજાએ માગણી કરી.

રાજ્યે રંગ પારખી લીધો. એ જ સમયે રાજ્યે તેમને છોડી

મૂક્યા. રાત્રે આ સંબંધે સભા ભરાઇ, તેમાં સ્વ. મણિલાલ કોઠારીએ રાજ્ય સામે રોષ ઠાલવ્યો. વઢવાણનું આબાલવૃદ્ધ જાણે એ સમયે અપૂર્વ ચેતનાથી જલી ઊઠયું. પ્રજાનું આ અભૂતપૂર્વ જોર જોઇને રાજ્યે આ દુઃખદાયક બનાવ માટે એક તપાસ–સમિતિ બેસારી. સ્વ. મણિલાલ કોઠારી, શ્રી. છોટાલાલ ઓઝા તથા વિરમગામના એક કાજીની એ તપાસ–સમિતિમાં નિમણુક કરી. જુબાનીઓ લેવા તપાસ સમિતિ માટે એક શાળા પણ રાજ્ય તરફથી ખાલી કરી આપવામાં આવી. પ્રજાજનોની જુબાની લેવાની શરૂઆત થઇ. પણ એ જ રીતે અમલદારોની સાક્ષી લેવાશે એ દહેશતથી રાજ્યે એ તપાસ–સમિતિ વિખેરી નાખી. અને આ કિસ્સામાં ગુનેગાર હતા તે ન્યાયાધીશ અને પોલીસ સુ.એ રાજ્ય પાસે માફી માગી છે એમ જાહેર કરી, ફરીથી આવા પ્રસંગ નહિ બને તેની રાજ્યે પ્રજાને ખાતરી આપી. રાજ્યે આ મતલબનું ફરમાન હજુર કોર્ટથી બહાર પાડયું અને પોતાના જ ખર્ચે છપાવીને પ્રજામાં વહેંચ્યું. પોતાની ભૂલ આ રીતે સ્વીકારવામાં કદાચ વઢવાણ રાજ્ય કાઠિયાવાડમાં એક જ હશે.

## (૯) સત્યાગ્રહોના સેનાનિ

**બારડોલીના** યુદ્ધની અને એના વિજયની કથાઓ મગનલાલ શેઠ નામના એક વણિક ખાખરેચીની ખેડુત–જનતાને પહેલેથી સંભળાવતા હતા. મચ્છુકાંઠાના એ અજ્ઞાન–ભર્યા પ્રદેશમાં બારડોલીની યુદ્ધગાથા ખેડૂતોમાં ચેતન પ્રગટાવી રહી હતી. એ ચેતનને માળિયા રાજ્ય જુલ્મો કરીને વધારે જાગૃત કરી રહ્યું હતું. ૧૦–૧૫ વર્ષથી ત્યાંની પ્રજા પાસેથી અસહ્ય વેઠ લેવાતી હતી. રાજ્યને જોઇએ તેટલું દૂધ, છાણાં, ખડ, દાણ વગેરે પ્રજાને આપવું પડતું. ઉપરાંત રાજ્યે તળાવમાં એક મહેલ બંધાવ્યો, તેમાં બધું કામ ખેડુતો પાસેથી વેઠ રૂપે લેવાયું. દિવસે દિવસે વેઠ–લાગા વધતા ગયા એટલે ખેડૂતો કંટાળ્યા.

ખેડુતોએ વેઠ—લાગા ઓછા કરવા માટે રાજ્યને વિનતિ કરી, પણ કાંઇ જવાબ ન મળ્યો. છેવટે તેમણે મગનલાલ શેઠને પોતાના આગેવાન બનાવ્યા અને ૧૯૨૯ ના નવેંબરના રોજ પોતાની મેળે ખાખરેચીમાં લડત આરંભી. દરબારી ભાગ તથા ઘાસની વેઠ સ્વીકારી પણ બીજી વેઠ કરવાની કે વેરા આપવાની રાજ્યને ના સંભળાવી. એક વેઠમાં ખેડુતોએ હવાલદારને ગાડું ન આપ્યું, તેથી તેમનો દંડ થયો. ખેડુતોએ દંડ ન આપ્યો એટલે રાજ્યે તેમનાં માલમિલકત પર જપ્તી મૂકી. ખળામાં પડેલું ખેડુતોનું બધું અનાજ જપ્તીમાં ગયું.

બારડોલીના યુદ્ધમાં ફૂલચંદભાઇ જઇ આવ્યા હતા તેથી તેઓ કાંઇક દોરવણી આપશે એમ ધારીને મગનલાલ શેઠ તેમની પાસે વઢવાણ આવ્યા અને બધી વાત કરી. ફૂલચંદભાઇ તથા શિવાનંદજી પ્રથમ તો ખાસ ત્યાંની સ્થિતિ જોવા ખાખરેચી ગયા. તેમને ખેડુતોમાં તાકાત દેખાઇ. લડત ચલાવવા માટે ૧૮ આગેવાનોની એક સમિતિ ચૂંટવામાં આવી. ફૂલચંદભાઇ ત્યાં પાંચ દિવસ રોકાયા. તેમને સભા-બંધીનો મૌખિક હુકમ રાજ્ય તરફથી મળ્યો પણ તેમણે ન ગણકાર્યો અને સભાઓ તો ચાલુ જ રહી. છેવટ રાજ્ય નમ્યું અને મગનલાલ શેઠ સાથે પતાવી દેશું એવી તેમને બાંહેધરી આપી, એટલે ફૂલચંદભાઇ વઢવાણ પાછા વળ્યા.

ફૂલચંદભાઇને વઢવાણ પાછા આવ્યાને એક બે દિવસ થયા ત્યાં ખાખરેચીથી સમાચાર આવ્યા કે માળિયા રાજ્યે સમાધાનનો ભંગ કરીને ખાખરેચીમાં ખેડુતો પર દંડ, જપ્તી અને હદપારી શરૂ કરી દીધી છે. રાજ્યે વચન તોડયું તે પળાવવા ખાતર ફૂલચંદભાઇ ફરી પાછા શિવાનંદજી તથા શારદાબેન સાથે ખાખરેચી ઉપડયા. ત્યાં તો મગનલાલ શેઠ તથા ખેડૂતોના અઢાર આગેવાનોને રાજ્યે પકડી લીધા હતા. ફૂલચંદભાઇ આવતાં રાજ્યે સમાધાનનાં નાટક ભજવ્યાં, પણ કાંઈ પરિણામ ન આવ્યું. છેવટે રાજ્યે આખા ગામને ઘરે ઘરે બહારથી સાંકળો ચડાવીને, ફૂલચંદભાઇ વગેરેને બળજબરીથી

પકડી લીધા અને ખટારામાં નાખીને ધ્રાંગધ્રાની હદમાં વાંટાવદર પાસે ફેંકી ખાખરેચીની પોલીસ ચાલી ગઇ.

શિયાળાની કડકડતી ટાઢમાં થરથરતા એ વઢવાણ પહોંચ્યા અને ત્યાંથી તેમણે ખાખરેચી સામે લડત શરૂ કરી. પહેલી ઊપડેલી શિવાનંદજીની ટુકડીને રાજ્યે પકડી લીધી. રાજ્યમાં સખતાઇ અને દમન વધતાં જતાં હતાં. આથી રાજ્ય સામે બરાબર લડી લેવા સત્યાગ્રહ દળે આ લડાઇમાં સાથ આપ્યો. ફૂલચંદભાઇ આ બધી બાબતોથી ગાંધીજીને વાકેફ રાખતા હતા. તેમણે પણ આ લડતને આશીર્વાદ આપ્યા. એક પછી એક ટુકડીઓ ખાખરેચી સત્યાગ્રહ કરવા માટે જવા લાગી અને રાજ્ય તેમને પકડવા લાગ્યું. રાજ્યનું દમન કેવું હતું તે વિષે ફૂલચંદભાઇ લખે છે :

'રાજ્યની સખતાઇ વધતી જતી હતી. ટુકડીઓને સ્ટેશનેથી જ પોલીસો અટકાવી દેતા. ગામના લોકો સ્વયંસેવકોને મળવા આવતા, પણ ગામ બહાર નીકળવાની મનાઈ હતી. ઢોરને પાણી પીવા બહાર જવાની મનાઇ, જંગલ અર્થે પણ ગામ બહાર જવાની મનાઇ. એક વાર ચાર-પાંચ બહેનો ગમે તે ભોગે ખાવાનું પહોંચાડવાનો નિરાધાર કરી ઊપડી ત્યાં તો પોલીસે દરવાજા દઇ દીધા. પાંચ ખેડુતોને માર પડેલો, તેમાં બે તો ખાટલાવશ રહ્યા હતા. ખેડુતોને અનાજની પણ મુશ્કેલી વધતી હતી, કારણ એકનાં ખળાં રાજ્યે અટકાવ્યાં એટલે તમામ ખેડુ-તોએ સ્વેચ્છાપૂર્વક ખળાંનો ત્યાગ કર્યો હતો, અને ખળાનું અનાજ પલળી જાય, સળી જાય કે સદંતર નાશ પામે તે પ્રત્યે ખેડુતો ઉદાસીન રહ્યા હતા. એક ખેડુતને સાંતી જોડવા રાજ્યે મના કરી એટલે તમામ ખેડુતોએ સાંતી હાંકવાં બંધ કર્યાં. વિરલ ટેકના આવા અનુપમ દાખલા ખાખરેચીએ પૂરા પાડયા.'

રાજ્યનાં આ બધાં દમન છાપાંમાં પ્રકટ થવા માંડયાં. ફૂલચંદભાઇ પણ પોતાની ટુકડી લઇને ત્યાં પહોંચી ગયા. રાજ્યને એક પછી એક પ્રજા પર દમન આચરતું જોઇને એમણે સંભળાવ્યું કે : 'રશિયાના ઝાર જેવા પણ ઘડીના છઠ્ઠા ભાગમાં પ્રજા પાસે નમી ગયા છે તો ખોબા જેવડા ખાખરેચીની શી બિસાત !'

રાજ્યે કહ્યું કે : 'ફૂલચંદભાઈ તો ફૂલ–પાવર છે ! એને પકડીને ફેંકી આવો. એની સાથે સમાધાન નહિ કરાય.'

પણ રાજ્ય ઢીલું પડી ગયું હતું. છેવટે સ્વ. મણિલાલ કોઠારી ટુકડી લઈને આવ્યા ત્યારે રાજ્ય સમજાવટ પર ઊતર્યું. મગનલાલ દોશીને અને અન્ય ભાઈઓને રાજ્યે છોડયા અને પ્રજાને સંતોષ થાય એ રીતે સમાધાન કર્યું.

આ રીતે કાઠિયાવાડની ધરતી માથે પ્રથમ જ વાર જાહેર સત્યાગ્રહ ખેલાયો ને તે સફળ થયો. આ વિજયથી ફૂલચંદભાઈ કાઠિયાવાડની જનતાના પ્રાણરૂપ બની ગયા અને રજવાડામાં પણ એમના નામનો છાકો પડી ગયો.

૧૯૩૦નો જુવાળ આવી પહોંચ્યો. બ્રિટિશ હિંદમાં અંગ્રેજ સરકાર સામે સ્વાતંત્ર્ય–સંગ્રામ શરૂ થયો હતો. સમસ્ત હિંદ પર જાગૃતિનાં મોજાં ફરી વળ્યાં. કાઠિયાવાડે પણ એમાં ભાગ આપવા ઇચ્છા દર્શાવી. કાઠિયાવાડીઓ માટે વિરમગામ અને ધોલેરા એમ બે છાવણીઓ મુકરર થઈ. ફૂલચંદભાઈએ વિરમગામ છાવણી સંભાળી. ગાંધીજીએ દાંડીની ઐતિહાસિક કૂચ શરૂ કરી, એ વખતે ફૂલચંદભાઈ અમદાવાદ પહોંચી ગયા હતા અને અમદાવાદને લત્તે લત્તે ઘૂમીને—

'કરો સાંધા ઢીલા સરકારના રે...'
'તારાં વાગે નગારાં હવે મોતનાં રે...'
'કેમ થાયે સરકારની નોકરી રે...'
'યુવકો ઝુકાવજો રે ભારત આઝાદી જંગમાં...'

વગેરે ગીતો રચી રચીને ગજવી રહ્યા હતા. એમનાં એ યુદ્ધ-ગીતો હજારો કંઠ ઝીલી ઝીલીને પડઘા પાડતા હતા અને એના ઘોષ કાઠિયાવાડને ગામડે ગામડે પણ ગૂંજી રહ્યા હતા.

'સૈનિકના સૂરો' નામની એમનાં યુદ્ધ–ગીતોની એક ચોપડી એ વખતે પ્રકટ થયેલી, તે પણ સરકાર જપ્ત કરેલી. ગાંધીજી દાંડી મુકામે નીમકનો કાયદો તોડીને પકડાયા અને આખા હિંદમાં યુદ્ધ

શરૂ થયું. ફૂલચંદભાઇ પણ અમદાવાદથી પાછા ફર્યા અને વઢવાણ આવીને વિરમગામ છાવણીનું સંચાલન કરવા લાગ્યા. કાંઇક કામસર એ અમદાવાદ જતા હતા ત્યાં વીરમગામ સ્ટેશને તેમને 'કરો સાંધા ઢીલા સરકારના રે' એ ગીતના રચયિતા તરીકે પકડવામાં આવ્યા અને સાડાછ માસની સખત મજૂરીની તેમને સજા મળી. સાબરમતી જેલમાં તેમને 'અ' વર્ગમાં મૂકવામાં આવ્યા. સરદાર, કલ્યાણજીભાઈ, મોહનલાલ પંડ્યા, મણિલાલ કોઠારી, રવિશંકર મહારાજ, ફૂલચંદ બાપુજી, ડૉ. ચંદુભાઇ, ઘીઆ વગેરે એમના જેલના સાથીદાર હ.તા.

સાબરમતી જેલમાં એમને દડા વીંટવાનું, સૂતર ઉકેલવાનું વગેરે કામ મળતાં. અભ્યાસમાં એ સમયે તેમણે જૈન ધર્મનાં ઉત્તરાધ્યયન સૂત્ર વગેરે ઠીક ઠીક પુસ્તકો વાંચ્યાં. રશિયન સાહિત્ય પણ વાંચ્યું.

સાબરમતી જેલમાં પ્રથમ 'અ' વર્ગવાળાને તેમની માગણી અનુસાર 'ક' વર્ગના ખોરાક સત્તાવાળા આપતા હતા. પણ પાછળથી જેલમાં કાંઈક ધમાલ થતાં, એ ખોરાક આપવો સત્તાવળાઓએ બંધ કર્યો, એટલે 'અ' વર્ગવાળા ઉપવાસ પર ઊતર્યા. છેવટ તેમની માગણી પ્રમાણે સમાધાન થયું. પણ તે પછી ઘણા 'અ' વર્ગવાળાને થાણા જેલમાં બદલ્યા, તેમાં ફૂલચંદભાઇ પણ હતા.

થાણા જેલમાં એમને લોકમાન્ય તિલકના સાથીઓ શ્રી. ગોખલે તથા શ્રી. ભોપટકરનો પરિચય થયો. યુક્તપ્રાંતના આગેવાન શ્રી. શેરવાણીના પરિચયમાં પણ આવ્યા. પરંતુ અહીં તે માંદા પડી ગયા અને વજન પણ સારી પેઠે ગુમાવ્યું.

થાણા જેલમાંથી છૂટીને વઢવાણ આવ્યા ત્યારે તેમણે જોયું કે વઢવાણની પ્રજામાં શરાબબંધી કરવા માટે જોરદાર લાગણી પ્રવર્તી રહી છે. પ્રજા તરફથી દારૂબંધી કરવા માગણી પણ થઇ, પણ રાજ્યે અનિચ્છા દર્શાવી. પરંતુ દારૂબંધી માટે પૂરેપૂરો ભોગ આપવા માટે સત્તર જુવાનો તૈયાર થયા. રાજ્યે પહેલાં તો શરાબબંધી કરવા ના

પાડી પણ છેવટ યુવાનો તથા પ્રજાનું જોર જોઇને દારૂબંધી ફરમાવી, જે હજી સુધી વઢવાણ રાજ્યમાં ચાલુ છે.

આ સમયે કાઠિયાવાડના મોટા ભાગના કાર્યકર્તાઓ બ્રિટિશ હિંદની જેલમાં બેઠા હતા, એટલે સારો મોકો આવ્યો છે માની કાઠિયાવાડના વેપારીઓ પરદેશી કાપડનો થોકબંધ વેપાર કરી, બ્રિટિશ હિંદની બ્રિટિશ માલના બહિષ્કારની લડતને ઘા કરી રહ્યા હતા. ફૂલચંદભાઇએ આ પાપ ટાળવા પિકેટીંગ મંડળની રચના કરી. ભાવનગરમાં પરદેશી કાપડનો થોકબંધ વેપાર ચાલતો, તેથી પિકેટીંગમાં પ્રથમ ગણેશ ભાવનગરને જ આંગણે માંડયા. બ્રિટિશ હિંદની લડતની જેમ ઉત્સાહથી એમાં પણ સ્વયંસેવકો જોડાયા. પિકેટીંગ મજબૂત થઇ ચોવીસે કલાક અખંડ ચાલવા લાગ્યું. ધીમે ધીમે વેપારીઓ પરદેશી કાપડને સીલ દેવા લાગ્યા. વલ્લભભાઇએ પણ આ પ્રવૃત્તિને આશીર્વાદ આપ્યા. પિકેટીંગ દરમ્યાન એક વેપારીએ એક સ્વયંસેવકને માર્યો એ કારણે ભાવનગરમાં એક ગંજાવર સભા થઇ. સભામાં એ વેપારીનો બહિષ્કાર જાહેર થયો એટલે વેપારીએ નમીને ભૂલ બદલ માફી માગી. આ રીતે પિકેટીંગનો શરૂઆતમાં જ વિજય થયો.

આ પ્રસંગ બાદ એક મુસલમાન વેપારીએ પણ એક સ્વયંસેવકને માર્યો, આથી એની દુકાને પિકેટીંગ બેઠું. આ પિકેટીંગને કારણે મામલો બગડશે એમ ધારીને ભાવનગર રાજ્યે ફૂલચંદભાઇને તથા શિવાનંદજીને હદપારી ફરમાવી, પણ તેમણે હદપારીના હુકમનો સવિનયભંગ કર્યો અને ભાવનગર ન છોડયું. પ્રજાનું જોર જોઇને રાજ્ય સમજી ગયું. હદપારીના હુકમનો અમલ ન થયો અને સ્વ. મણિલાલ કોઠારી આવતાં સમાધાન થયું. હદપારીનો હુકમ રદ ન કરતાં રાજ્યે વચલો માર્ગ કાઢી, બજાવ્યા વગર હુકમ ફાઇલે ચડાવી દીધો. રાજ્યે આ રીતે ભૂલ સુધારતાં પ્રજાએ તેને અભિનંદન આપ્યાં.

રાજ્ય સાથે વાત આ રીતે પતી જતાં કાપડિયા સાથે વાટાઘાટ ચાલી. કાપડિયાઓએ તો પહેલેથી જ પિકેટીંગ સામે મોરચો માંડયો

હતો અને પરદેશી કાપડનાં સીલ કરી દેનાર વેપારીઓનો જ એમણે બહિષ્કાર જાહેર કર્યો હતો. પરંતુ રાજ્ય સાથે પતી જતાં તેઓ પાછા હઠયા અને પિકેટીંગ મંડળ સાથે સમાધાન કરવા તૈયાર થયા. પણ આંતરિક રીતે સમાધાન કરવાની તેમની ઇચ્છા ન હતી. આથી પિકેટીંગ મંડળ વિરુદ્ધ ખોટા આક્ષેપોવાળી પત્રિકા છપાવીને વહેંચી. પત્રિકાના ખોટા આક્ષેપોથી પ્રજા કાપડિયાઓ પર ખિજાઇ અને પત્રિકા છાપનાર પકડાઈ પણ ગયો.

વેપારીઓના આવા કાવાદાવા સામે છેલ્લા ઉપાય તરીકે તેઓ પરદેશી કાપડ પર સીલ ન કરાવે ત્યાં સુધી ઉપવાસ પર ઊતરવાનું જાહેર થયું. ૮૨ સત્યાગ્રહીઓ બીજે દહાડે રામધૂન કરતા કાપડ બજારમાં ઉપવાસ પર ઊતરી ગયા. ઉપવાસની આ જાહેરાતથી ભાવનગરમાં સનસનાટી ફેલાઇ ગઈ. કાપડિયાઓ પર સગાંવહાલાં, પત્ની, માબાપ વગેરે તરફથી પતાવી લેવાનું દબાણ થવા માંડયું. મહાજને પણ કાપડિયાને ધમકાવ્યા. દસ જ કલાકના ઉપવાસમાં કાપડિયા સમજી ગયા અને સમાધાન થયું અને પરદેશી કાપડને સીલ દેવામાં આવ્યાં.

ત્રણ માસના અંતે આ રીતે ભાવનગરનો મોરચો પડયો અને એની અસર આખા કાઠિયાવાડમાં પરદેશી કાપડનો વેપાર કરનારા વેપારીઓ પર વ્યાપી ગઈ.

પણ ભાવનગરનું કામ પતી ગયા બાદ તો ફૂલચંદભાઈ સામે સત્યાગ્રહોની જાણે હારમાળા રચાઇ ગઈ.

૧૯૩૦ ના ફેબ્રુઆરીમાં ફૂલચંદભાઈ પરદેશી કાપડ સામે પિકેટીંગ કરવા માટે મોરબી ગયા. રાષ્ટ્રધ્વજને મોખરે રાખીને સરઘસ રૂપે તે શહેરમાં દાખલ થયા અને પિકેટીંગ શરૂ કર્યું. પિકેટરો આવ્યા છે, એ સમાચાર મળતાં જ વેપારીઓ ગભરાઇ ગયા અને રાજ્ય પાસે દોડી ગયા. રાજ્યના અમલદારો તથા આગેવાનોને પિકેટીંગ મંડળની શક્તિનો ખ્યાલ આવી ગયો હતો તેથી તેમણે કાપડિયાને સમજાવ્યા અને મોરબીમાં પાંચ દિવસમાં પરદેશી કાપડ પર સીલ કરી દેવામાં આવ્યાં!

મોરબીથી પાછા ફરતાં ફૂલચંદભાઇ વાંકાનેર ગયા. ત્યાં પરદેશી કાપડને સીલ કરવાની વાત કરતાં પ્રથમ તો દીવાને ધમકી આપેલી કે ખ્યાલમાં રાખજો, આ વાંકાનેર છે. પણ પિકેટીંગની તૈયારી જોઇને સમજી ગયા અને રાજ્યે જ વેપારીઓને સમજાવીને પરદેશી કાપડ પર સીલ દેવરાવી દીધાં !

આ સમયે સરકારે કોંગ્રેસ સાથે સુલેહ કરી અને બ્રિટિશ હિંદમાં સત્યાગ્રહ મોકૂફ રહ્યો. સત્યાગ્રહ–મોકૂફીથી કાપડિયાઓનાં મન બગડયાં. કોંગ્રેસનું બળ ગયું છે, એમ, માનીને મોરબીએ સીલ તોડયાં એટલે ફૂલચંદભાઇ શિવાનંદજી સાથે મોરબી ઊપડયા. કોંગ્રેસની પ્રવૃત્તિ દાબી દેવા માટે રાજ્યે આ સમયે સ્વદેશી–પ્રચાર અને બહિષ્કાર સામે પ્રતિબંધ ફરમાવી દીધો હતો. ફૂલચંદભાઇને રાજ્યની પોલીસે ઊતરેલા ત્યાં ઘેરી લીધા. તે ગામમાં નીકળ્યા તો પાછળ પાછળ પોલીસ ફરવા લાગી. તેમની સાથે ચાલનાર એક બાળકને પોલીસે મારતાં ફૂલચંદભાઈ તેને પોલીસ–ચોકીએ લઇને ચાલ્યા, પોલીસે તેમને અટકાયત કરી એટલે ફૂલચંદભાઇએ બજારચોક વચ્ચે રામધૂન લગાવી. તેમને પોલીસે ગિરફતાર કર્યા પણ ગામમાં હોહો મચી જતાં છોડી મૂકયા. તેમને ગાંધીજીની જય બોલાવવા ફોજદારે મના કરી, એટલે તેમણે બજાર વચ્ચે જ ગાંધીજીની જય બોલાવી. રાત્રે તેમના પર હદપારીનો હુકમ બજાવવામાં આવ્યો પણ તે ન ગયા. સવારે પોલીસ તેમને બળજબરીથી પકડીને વાંકાનેરની સરહદમાં જડેશ્વર પાસે મૂકી ગઈ.

મોરબીની આ ધમાલ પર વિચારણા કરવા વઢવાણ મુકામે પિકેટીંગ મંડળની સમિતિ મળી. તેમાં ઠરાવ થયો કે 'જો ખાનગી મકાનમાં પ્રાર્થના ન થઇ શકે, મહાત્માજીની જય સામે અટકાયત થાય અને શાંત પિકેટીંગ કર્યા પહેલાં જ આપણા મિત્રોને કોઈ રાજ્ય ધકેલી દે તો રાજ્યનાં આ પગલાંનો આપણે સામનો કરવો જ જોઇએ. નહીંતર બધે સ્થળે આ નીતિનો આશરો લેવામાં આવશે અને આખા કાઠિયાવાડના જાહેરજીવનને સખત ફટકો લાગશે.'

આ ઠરાવ છાપાંઓમાં પ્રગટ થયો. સમગ્ર કાઠિયાવાડને લગતી આ વાત જોઇને યુવકો પર તેની ઘણી અસર થઈ અને ટપોટપ મોરબીમાં સત્યાગ્રહ કરવા માટે પોતાનાં નામો મોકલવા લાગ્યા.

ફૂલચંદભાઈ ટુકડી લઇને મોરબી ઊપડયા અને સ્ટેશને મોરબીની હદમાં પ્રવેશ નહિ કરવાનો એમને મનાઈ-હુકમ મળ્યો. તેમણે એ હુકમનો સવિનયભંગ કર્યો અને રાજ્યની હદમાં દાખલ થયા એટલે પોલીસ કોર્ડન કરીને તેમની ટુકડીને અટકાયત કરી.



મોરબી સ્ટેશન બહાર-પોલીસકોર્ડન વચ્ચે

મોરબીની પ્રજામાં કોણ જાણે કેમ, પણ આ પ્રસંગે ભારે જોર આવી ગયું. લોકો સત્યાગ્રહીઓને મળવા રાજ્યની મના છતાં સ્ટેશન આવવા લાગ્યા. પોલીસ સ્ટેશન તરફ આવનારને અટકાયત કરતી; ગમે તેના માથા પર ધોળી ટોપી દેખીને પડાવી લેતી. દીવાનના દીકરાની ટોપી પણ એક પોલીસે આંચકી લીધેલી. પોલીસે એક વાર ઘોડાપૂલ પાસે લોકોના ટોળાં પર હંટર અને લાઠી ચલાવેલાં અને ઘોડા દોડાવેલા, તેથી ઘણાં છોકરાંઓને લાગેલું, પણ લોકો અડગ રહ્યાં.

મહાજન સત્યાગ્રહીઓને પ્રથમ દિવસ સ્ટેશને આવીને ભોજન આપી ગયેલું, પણ પછીથી મહારાજાએ પોતાના શત્રુઓને આ રીતે મદદ આપવાની ના પાડતાં અટકી ગયું.

આ દરમ્યાન રાજ્યે પોતાની વાત રજૂ કરવા એક શિરસ્તેદારને ગાંધીજી પાસે મોકલેલ. તે પાછો વળ્યો એટલે ફૂલચંદભાઇ સાથે વાટાઘાટો શરૂ થઇ અને સુલેહ કરવામાં આવી. મહારાજાને ફૂલચંદભાઇ વગેરે મળવા ગયા અને મહારાજાએ કબૂલ્યું કે હવેથી કોંગ્રેસની, સ્વદેશી–પ્રચારની કે બહિષ્કાર અંગેની તમામ પ્રવૃત્તિ હરકોઇ સેવક મોરબી રાજ્યમાં સુખેથી કરી શકશે. હવેથી રાજ્ય તેવી પ્રવૃત્તિમાં અટકાયત કરશે નહિ.

મોરબીના સત્યાગ્રહ બાદ આખા કાઠિયાવાડના યુવાનોને દુઃખ લગાડે તેઓ જ એક બીજો પ્રસંગ ધ્રોળમાં બન્યો.

કરાંચીમાં સરદાર વલ્લભભાઇના પ્રમુખપદે કોંગ્રેસ મળી હતી તેનાં ઉત્સાહ–મોજાં દેશ પર પથરાઇ વળ્યાં હતાં. એ સમયે શ્રી. પુરુષોત્તમ ઉદ્દેશી નામના એક ધ્રોળવાસીએ કરાંચી કોંગ્રેસમાંથી આવીને 'કોંગ્રેસનો સંદેશ' નામનું ભાષણ ધ્રોળમાં આપ્યું. રાજકોટ–જામનગર વચ્ચે આવેલા, રેલ રસ્તેથી દૂર પડેલા અને ચાલુ જમાનાની પ્રગતિથી અજાણ એ ધ્રોળ રાજ્યની પોલીસે ભાષણ વખતે જ એમની પાસેથી ઝંડો ઝૂંટવી લીધો.

છેલ્લા સ્વાતંત્ર્ય–સંગ્રામે સૈનિકોમાં ઝંડાની ભાવના આત્મા સમ ભરી દીધી હતી, એટલે ઝંડો પાછો મેળવવા શ્રી ઉદ્દેશી ત્યાં જ બેસી ગયા ને ઝંડો પાછો ન મળે ત્યાં સુધીના તેમણે ઉપવાસ શરૂ કર્યા. સાથે એમનાં પત્ની તથા બીજાં બે બહેનો ઉપવાસમાં જોડાયાં. સ્વ. મણિલાલ કોઠારીને આ વિષે ખબર પડતાં તેઓ ત્યાં ગયા અને સમાધાન કરાવ્યું. રાજ્યે ઝંડો પાછો આપવાનું તેમની પાસે કબૂલ્યું, પણ સ્વ. મણિલાલ કોઠારી ત્યાંથી પાછા ફર્યા પછી રાજ્યે ઝંડો તો પાછો ન આપ્યો, ઊલટું દમન શરૂ કર્યું. પુરુષોત્તમદાસના ભત્રીજાને રાજ્યે પકડ્યા, માર્યા ને સૃષ્ટિવિરુદ્ધ કર્મનો આરોપ મૂકીને તેમને સજા પણ કરી.

કાઠિયાવાડમાં કોઇ સ્થળે પ્રજા પર જુલમ થાય ત્યાં ફુલચંદભાઇ મદદે આવે જ એમ જાણીને શ્રી. ઉદ્દેશી તેમની પાસે આવ્યા અને

તેમની પાસે બધી વાત રજૂ કરી. ફૂલચંદભાઈ ઝંડો પાછો ન મળે તો ધ્રોળમાં સત્યાગ્રહ કરવાની તૈયારી સાથે ૩૦ સૈનિકોની એક ટુકડી લઇને ૨૪મી મેએ વઢવાણથી ધ્રોળ જવા ઊપડયા. રસ્તામાં અન્ય સૈનિકો ઉમેરાતાં સંખ્યા ૫૪ની થઈ. પાંચ બહેનો પણ સૈનિકો તરીકે એ ટુકડીમાં જોડાયાં.

તેઓ ધ્રોળ પહોંચ્યા અને ત્યાંના માંડવીચોકમાં રાત્રે સભા ભરી. રાજ્યે સવારે માંડવીચોકમાં સભા ભરવા સામે પ્રતિબંધ ફરમાવ્યો, તેથી બીજે સ્થળે સભા ભરવાનો નિર્ણય જણાવવા ફોજદાર પાસે તે ગયા. ત્યાં તો અચાનક સૈનિકો પર લાઠી ચલાવવામાં આવી. ફૂલચંદભાઇનું ગળું દાબ્યું. ત્રણ ભાઇઓ તથા ત્રણ બહેનોને ઠીક માર પડયો. માર્યા બાદ તેઓ જે મકાનમાં બેઠા હતા ત્યાં જ પૂરી દીધા.

આ દિવસોમાં મહોર્રમના તહેવાર હોવાથી બીજું તોફાન ન થાય માટે સત્યાગ્રહ કરવાનું ત્રણ દિવસ તેમણે મુલતવી રાખ્યું. ત્રીજે દિવસે વાટાઘાટ કરી જોઇ, પણ રાજ્ય ન માન્યું તેથી ચોથે દિવસે સત્યાગ્રહ શરૂ કર્યો. આ દરમ્યાન ધોલેરા, ભાવનગર, મોરબી વગેરે સ્થળેથી સૈનિકોની ટુકડીઓ ધ્રોળમાં સત્યાગ્રહ કરવા માટે આવી પહોંચી હતી. ઝંડા સાથે ગીત ગાતી ટુકડીઓ દરબારગઢ સામે આવી ઊભી અને આશરે સવાસો સૈનિકો ઉપવાસ ઉપર ઊતર્યા. એ જ વખતે મુશળધાર વરસાદ શરૂ થયો છતાં સૈનિકો બેસી રહ્યા. પોતાના રાજા સામે પણ કોઈ થઈ શકે છે એ જાણીને અહીંની અજ્ઞાન પ્રજા તો આશ્ચર્ય પામી. પ્રજામાં કાંઇક જોર પણ આવ્યું અને રાજ્યની મના છતાં પ્રજા સૈનિકોને વહાલથી ભોજન આપવા આવી.

આ બધું જોઇને નાનકડું ધ્રોળ રાજ્ય મૂંઝાઈ ગયું અને છેવટે ઢીલું પડયું, વાટાઘાટ ચાલી અને રાજ્યે રાષ્ટ્રધ્વજ પાછો સોંપ્યો. રાષ્ટ્રધ્વજ સાથે લઇને ગામમાં ભવ્ય સરઘસ નીકળ્યું. રાત્રે જાહેરસભા ભરી. પ્રજાજનોને ફૂલચંદભાઇએ સત્યાગ્રહનું રહસ્ય સમજાવ્યું. આ રીતે ધ્રોળમાં પણ વિજય મેળવીને ફૂલચંદભાઈ વઢવાણ પાછા ફર્યા.

મોરબી સત્યાગ્રહ કરતાં ધ્રોળના આ ઝંડા સત્યાગ્રહમાં ફૂલચંદભાઈ આટલાં વિશિષ્ટ અંગ નોંધે છે :

(૧) પાંચ બહેનોએ ભાગ લીધો.

(૨) સ્થાનિક શહેરીઓએ ભાગ લીધો.

(૩) એકાએક લડત ઊપડી છતાં ૨૦૦ સૈનિકોએ ઝુકાવ્યું.

(૪) લડત લંબાણી હોત તો વધારે સૈનિકોની ટુકડીઓ આવ્યા કરત.

(૫) મોરબી સત્યાગ્રહને અંગે મોરબીમાં જાગૃતિ આવી અને મોરબીએ સૈનિકોની સૌથી વધારે સંખ્યા ધ્રોળ મોકલાવી.

પણ મોરબીની પ્રજા–જાગૃતિની બાબત આશંકાભરી હતી. મોરબીમાં સત્યાગ્રહ થયો ત્યારે સંયોગો પારખીને મોરબી રાજ્યે નમતું આપ્યું હતું, પણ એ કાંઈ હૃદયની સુલેહ ન હતી. ઉપરાંત પ્રજામાં તો જોર હતું જ નહિ. તેથી સત્યાગ્રહનાં પાણી જંપી ગયાં કે તરત જ પ્રજાને જેર કરવાની પ્રવૃત્તિ મોરબી રાજ્યે ઉપાડી લીધી. રાજ્યે વેપારીઓને દબાવ્યા, વિદ્યાર્થીઓ પાસેથી જાહેરસેવામાં ભાગ નહિ લેવાની સહીઓ લીધી, કોઈના જામીન લીધા, કોઈને ગત લડાઈમાં ભાગ લેવા માટે હદપાર કર્યા, તો કોઈને નોકરીમાંથી રૂખસદ પણ આપી. સૌથી છેલ્લે રાજ્યે સભાબંધીનો હુકમ કાઢ્યો અને રચનાત્મક કાર્ય સામે પણ પ્રતિબંધ ફરમાવ્યો.

પ્રજા ત્રાસી ગઈ, પણ જોર ન હતું તેથી દબાઈ ગઈ. સત્યાગ્રહ બાદ ત્યાં રચનાત્મક કાર્ય કરવા ચંપકલાલ વોરા રોકાયેલા તેમને રચનાત્મક કામ કરવા સામે રૂકાવટ થઈ. અંધકવિ હંસરાજને ખાદી વિષે પણ જાહેરસભામાં બોલવા ના ફરમાવી. આ પછી અંધ કવિ હંસરાજ તથા ચંપકલાલ વોરાને મોટરમાં બેસાડીને રાજ્યની પોલીસ વાંકાનેર રાજ્યની હદમાં જડેશ્વર પાસે નાખી ગઈ.

ફૂલચંદભાઈ આ વખતે કાંઈક કામસર મુંબઈ ગયેલા. ત્યાં તેમને આ વિષે ખબર પડતાં તરત વઢવાણ પાછા આવ્યા અને સંગ્રામ

સમિતિની બેઠક મળી. રાજ્યે પોતે સમાધાન તોડયું માટે સત્યાગ્રહ કરવો જ જોઇએ એમ ઠરાવીને સંગ્રામ સમિતિએ ટુકડીઓ મોકલવી શરૂ કરી. ટુકડીઓ મોરબી ગઇ કે તરત જ રાજ્યે પકડી લીધી. આ વખતે દમન કરવા માટે રાજ્યે અમલદારો પણ બદલ્યા હતા. ફૂલચંદભાઈ ટુકડી લઇને મોરબી ગયા કે તરત જ તેમને પકડી લીધા. શિવાનંદજી સત્યાગ્રહ કરવા ગયા ન હતા છતાં રાજ્યે પકડી લીધા અને તેમને બન્નેને શોભેશ્વરના કિલ્લામાં બહુ એકાંતમાં રાખવામાં આવ્યા. ચંપકલાલ, શંભુશંકર, પુરુષોત્તમ ઉદ્દેશી વગેરે પર અમાનુષી માર પડયા.

મોરબી રાજ્યના સીતમ વધવા માંડયા. સમાચાર લેવા માટે છાપાંઓના પ્રતિનિધિઓને પણ મોરબીમાં આવવાની મનાઇ ફરમાવાઇ. ગાંધીજીને આ વાતની ખબર પડતાં તેમણે શ્રી. મહાદેવભાઇને મોરબી મોકલ્યા. તે દીવાન ગોરડિયાને મળ્યા અને વાટાઘાટો ચાલી. છેવટ એક મહિનાની અંદર સભાબંધી રદ કરવાની તથા રચનાત્મક કાર્યની છૂટ દેવાની રાજ્યે કબુલાત આપી અને બધા કેદીઓને બિનશરતે છોડી મૂકયા. આ રીતે મોરબીના બીજા સત્યાગ્રહનો અંત આવ્યો.

આ લડતનાં ખાસ તત્ત્વો ફૂલચંદભાઇ આટલાં નોંધે છે :

(૧) પ્રજા તદ્દન પામર બની ગઇ. ઊલટું મહાજને, મુસલમાનોએ, ભાયાતોએ તથા ખેડુતોએ રાજ્ય પ્રત્યે વફાદારી જાહેર કરી, સત્યાગ્રહ કરવા આવનાર ધાંધલિયા છે અને અમે (પ્રજા) સુખી છીએ એવા સૂર કાઢયા.

(૨) રાજ્યે દમન આચરવામાં કાંઇ બાકી ન રાખી.

(૩) કેટલાક સૈનિકો સામાન્ય કસોટીમાંથી પણ પસાર ન થઇ શકયા.

સર્વાંશે મોરબીની આ લડતે રાજ્યના દમનને લીધે, કાઠિયાવાડમાં પ્રસરી રહેલ પ્રજાની જાગૃતિ પર બીકની એક આછી છાયા પાથરી દીધી. અત્યાર સુધી રાજ્યો આવાં પ્રજાકીય આંદોલનથી ડરતાં.

આ લડત બાદ પ્રજાને જુલમથી દાબી શકાય એવો રાજ્યોને આત્મ-વિશ્વાસ આવી ગયો.

ગાંધીજીએ પણ આ લડતના ત્રણ મુદ્દા તારવેલા :

(૧) સ્થાનિક પ્રજાની મદદનો અભાવ.

(૨) સૈનિકોની બિનતૈયારી.

(૩) છાપાંઓનું બેજવાબદાર લખાણ.

પહેલા બે મુદ્દા તો ફૂલચંદભાઇએ પણ તારવ્યા છે. ત્રીજા મુદ્દા પરત્વે એટલું જ કહી શકાય કે એ વખતે છાપાંઓએ મર્યાદા મૂકીને મોરબી ઠાકોરનાં કાર્ટૂન ચીતરેલાં અને વધારે પડતાં લખાણ લખેલાં. આથી રજવાડાં સહેજે રોષે ભરાયા અને સત્યાગ્રહના નિયમો ચાતરવાથી રજવાડાં પર પ્રજા વિરુદ્ધની એક કાયમી અસર પડી ગઇ.

પ્રજા પર દમનને કારણે જબરો પ્રત્યાઘાત પડયો. છતાં ધ્રાંગધ્રામાં સત્યાગ્રહ કરવો પડે એવું વાતાવરણ ધીમે ધીમે રચાયે જતું હતું.

બ્રિટિશ હિંદના રાષ્ટ્રીય સંગ્રામની અસર તળે ધ્રાંગધ્રામાં પણ સભા, સરઘસ, ધ્વજવંદન, ખાદી–ઉત્પત્તિ વગેરે કામ ત્યાંના માણેક-ચંદ નામના એક જુવાન કાર્યકર ચલાવતા હતા. મોરબીના બીજા સત્યાગ્રહ બાદ વઢવાણમાં મળેલી કા. રા. પરિષદની કાર્યવાહી પાસે, તેમણે પોતાને ત્યાં કાઠિયાવાડ રાજકીય પરિષદની આવતી બેઠક ભરવાનું આમંત્રણ આપ્યું.

એ પછી રાજકીય પરિષદની બેઠકને ધ્રાંગધ્રામાં આમંત્રણ આપતી સ્થાનિક આગેવાન શહેરીઓની સહીઓ પણ મોકલી. આ આમંત્રણને ધ્રાંગધ્રાની એક જંગી જાહેરસભાએ પણ ટેકો આપ્યો અને રાજકીય પરિષદની કાર્યવાહીએ તેનો સ્વીકાર કર્યો

પણ રાજ્યે અચાનક ધ્રાંગધ્રા મુકામે પરિષદ ભરવા સામે મનાઇ-હુકમ બહાર પાડયો. મહાત્માજી અને વલ્લભભાઈની સૂચનાથી શ્રી. દેવચંદભાઈ પારેખ રાજ્યને મળવા ગયા, પણ રાજ્યે પ્રતિબંધ દૂર

ન કર્યો. દરમ્યાન રાજ્યે સ્થાનિક આઠ આગેવાનોને પકડીને જેલમાં પૂરી દીધા; જાહેરસભા પર પોલીસે લાઠીચાર્જ કર્યો; ઘેરઘેરથી બોલાવીને કાર્યકરોને રાજ્યે માર્યા, હળવદમાં પણ લાઠીચાર્જ થયો. રાજ્યના આ દમન સામે વિરોધ દર્શાવવા ધ્રાંગધ્રા, હળવદ અને સીતાપુરમાં હડતાળો પડી. આ સમાચારે આખા કાઠિયાવાડમાં સનસનાટી ફેલાઈ ગઈ. ધ્રાંગધ્રા રાજ્યને સમજાવવા માટે કાઠિયાવાડના આગેવાનોનોનું એક પ્રતિનિધિમંડળ મળવા ગયું. વાટાઘાટબાદ પ્રતિનિધિમંડળે થોડીક છૂટછાટ મૂકીને પણ રાજ્ય સાથે સમાધાન કર્યું.

પણ આ સમયે બ્રિટિશ હિંદમાં સુલેહ પ્રવર્તતી હતી, તેથી રજવાડાં દમનને માર્ગે ચડયાં હતાં. ધ્રાંગધ્રાના દીવાન માનસિંહજીએ એ માર્ગમાં જ પોતાનો વિજય જોયો.

આ દિવસોમાં રાજ્ય સાથે થયેલ સમાધાનના નિયમોની અંદર જ રહીને 'ધ્રાંગધ્રા દિન' ઊજવવાનું નક્કી થયું. મુંબઈ ધ્રાંગધ્રા પ્રજા-મંડળના પ્રમુખ શ્રી. મણિશંકર ત્રિવેદી એ માટે ધ્રાંગધ્રા આવ્યા, રાજ્યે તેમને કશા પણ કારણ વગર હદપાર કર્યા અને ધ્રાંગધ્રામાં કોઈ પણ પ્રવૃત્તિ કરવા સામે રાજ્યે મનાઈહુકમ ફરમાવ્યો.

વખત વર્તી રાજ્યના આ મનાઈહુકમનો ભંગ ન કરવાનો સમિતિમાં નિર્ણય થયો. સંગ્રામસમિતિએ તે વિષે તારથી ખબર આપતાં ધ્રાંગધ્રામાં સભા વિગેરે પણ બંધ રહ્યું, પણ એ વિષેનો તાર ગમે તે કારણે હળવદ ન મળતાં ત્યાં સભાની તૈયારી થવા લાગી. સભાની જાહેરાત કરનાર એક સૈનિક પર પોલીસે લાઠીચાર્જ કર્યો, તેથી હળવદે હડતાળ પાડી. ધ્રાંગધ્રાએ પણ સાથ પુરાવ્યો. રાજ્યે ધ્રાંગધ્રાના છ અને હળવદના ત્રણ—એમ નવ આગેવાનોને હદપાર કર્યા.

ધ્રાંગધ્રા રાજ્યે સમાધાન તોડયું છે એ મુદ્દા પર, પરિષદ સામેનો મનાઈહુકમ અને કાર્યકરોની હદપારીનો હુકમ રાજ્ય આઠ દહાડામાં રદ ન કરે તો સત્યાગ્રહ કરવાનું સંગ્રામ સમિતિએ જાહેર કર્યું.

ધ્રાંગધ્રા રાજ્યે સંગ્રામસમિતિની માગણી ન સ્વીકારી, આથી

સત્યાગ્રહ કરવા માટે વઢવાણથી સંગ્રામ સમિતિએ ધ્રાંગધ્રા ટુકડીઓ મોકલવી શરૂ કરી. ટુકડીઓમાં ભાવનગર, રાજકોટ, ધોલેરા, વઢવાણ, મોરબી, ધ્રોળ, પાલીતાણા, જામનગર વગેરે રાજ્યના પ્રતિનિધિઓ હતા. કુલ ૧૩૫ જુવાનો આમાં જોડાયા. ટુકડીઓ ધ્રાંગધ્રા જતી ગઇ અને રાજ્ય પકડતું ગયું. રાજ્યનો બહિષ્કાર પણ જાહેર થયો.

પણ આ સત્યાગ્રહ ચર્ચાસ્પદ બની ગયેલો. આ સમયે ગાંધીજી ગોળમેજી પરિષદમાં લંડન ગયેલા. ધીમે ધીમે સરકારનું વલણ ફરતું જતું હતું. સરદાર વલ્લભભાઈ બ્રિટિશ હિંદની કટોકટોભરી સ્થિતિ વચ્ચે આ સત્યાગ્રહ ન થાય તેવી માન્યતા ધરાવતા હતા. તેમની આ માન્યતા પ્રકટ થઇ જતાં આ લડતના જ સૂત્રધારોમાં મતભેદ પડયા, પણ ફૂલચંદભાઇ તો લડત ચલાવવામાં અડગ રહ્યા.

રાજ્યે વલ્લભભાઇની આ માન્યતા જાણીને સત્યાગ્રહી કેદીઓ પર અસહ્ય જુલ્મો વરસાવ્યા. કેદીઓને માઇલો સુધી દોડાવવા, ખરાબમાં ખરાબ ખોરાક આપવો, અંધારકોટડીઓમાં પૂરી અમાનુષી માર મારવો–વગેરે શસ્ત્રો અજમાવીને સત્યાગ્રહીઓને ભાંગી નાખવામાં આવ્યા. ધ્રાંગધ્રાના સીતમોએ તો અનેક યુવાનો પર એમના આખા જીવનને ભાંગી નાંખે એવી ભયંકર અસર મૂકી દીધી. ધ્રાંગધ્રાના સીતમો તો કાઠિયાવાડમાં દાખલા રૂપ બની ગયા. પરિણામે કેટલાક સત્યાગ્રહીઓ માફી માગી છૂટી ગયા. થોડાક જ છેવટ સુધી ટકી રહ્યા. આ દરમ્યાન સરકાર સાથે સમાધાન તૂટતાં બ્રિટિશ હિંદમાં ફરીથી સત્યાગ્રહ શરૂ થઇ ગયો હતો, તેથી પણ ધ્રાંગધ્રા જેલમાં પડેલા સૈનિકોમાં દ્વિધા ભાવ ઊભો થઈ ગયેલો. રાજ્યે તેમની પાસે કેટલીક વાતો પાઠાફેર કરીને મૂકવાથી બ્રિટિશ હિંદના સત્યાગ્રહમાં ભાગ લેવાની તાલાવેલીથી તેઓ દિલગીરી દર્શાવીને છૂટી ગયા. પાછળ થોડાક સત્યાગ્રહીઓ જેલમાં રહ્યા.

લડત દરમ્યાન ધ્રાંગધ્રા રાજ્યની પ્રજાએ હડતાલ બરાબર પાળેલી. હળવદે તો સિત્તેર દહાડા હડતાળ ટકાવેલી, પણ રાજ્યના જુલમોને કારણે પ્રજા છેવટ થાકી અને હડતાળ તૂટી.



**ધ્રાંગધ્રા સત્યાગ્રહ વખતે : (૧) ફૂલચંદભાઈ (૨) મણિશંકર ત્રિવેદી**

ફૂલચંદભાઇ આવી સ્થિતિ છતાંયે અડગ રહેલા. જેલમાં બેઠેલા કેદીઓ પાસે પોતે પહોંચવું જોઇએ એમ કહીને એ ધ્રાંગધ્રા ગયા અને તેમને પકડવામાં આવ્યા. તેમની સાથે સિત્તેર વર્ષનાં ઘરડાં અને ચુસ્ત જૈનધર્મી એમનાં માતુશ્રી પણ પુત્રપ્રેમને કારણે જેલમાં ગયાં.

રાજ્યનો જુલમ વધતો જ જતો હતો. લડતનો અંત આવે તેમ દેખાતું ન હતું. છેવટ ગમે તે કારણે રાજ્ય ઢીલું પડયું અને ફૂલચંદભાઇને તથા સૌ સત્યાગ્રહીઓને બિનશરતે છોડયા. પરંતુ પાલીતાણાવાળા જોરસંગ કવિ પર ખોટો કેસ કરીને રાજ્યે મોટી સજા કરેલી. તેમને છોડયા ત્યારે જ ફૂલચંદભાઇએ ધ્રાંગધ્રા છોડયું.

આ લડત વિષે ફૂલચંદભાઇ લખે છે :

> 'આ લડતમાંથી ઇશ્વર પ્રત્યેની મારી શ્રદ્ધા અત્યંત વધી અને 'નિર્બલ કે બલ રામ' એ સૂત્રનો સાક્ષાત્કાર થયો. બાકી આગેવાનો સામે હદપારીનો હુકમ તથા પરિષદ સામેનો મનાઇહુકમ રદ ન જ થઇ શકયાં. પણ લડત મુલતવી રાખવા સિવાય અન્ય ઉપાય જ ન હતો.'

જેને માટે આ સત્યાગ્રહ શરૂ થયો હતો તે–પરિષદ સામેનો મનાઇહુકમ તથા સ્થાનિક કાર્યકરોની હદપારી ચાલુ જ રહ્યાં. ઊલટું, ધ્રાંગધ્રાના જુલમોએ આખા કાઠિયાવાડની પ્રજા પર ભયંકર સીતમનો થરથરાટ પાથરી દીધો. ધ્રાંગધ્રાની પ્રજા તો સાવ નિષ્પ્રાણ જ બની ગઇ.

ધ્રાંગધ્રાના પરાજયની અસર ફૂલચંદભાઇ પર જબરી થઇ. પરાજયના માનસિક પ્રત્યાઘાતે એમના શરીરને પણ પાછું પાડયું. પણ એ સમયે એમણે એ કારી ઘા ભારે શાંતિથી સહી લીધો. અમુક જોરદાર ગણાતા સૈનિકોએ ધ્રાંગધ્રાની જેલમાં દિલગીરી દર્શાવી છૂટી ગયેલા, એ સૈનિકના મોવડી ધ્રાંગધ્રા સત્યાગ્રહ બાદ થોડા જ સમયે ફૂલચંદભાઇને મળવા ગયેલા. સામાન્ય સંયોગોમાં આવા કૃત્ય માટે ફૂલચંદભાઈ ખખડાવ્યા વગર ન રહે, પણ તે સમયે એક શબ્દ પણ એ નહિ બોલેલા. પણ ધ્રાંગધ્રાના પરાજયનો કારી ઘા એમના જીવનમાં છેલ્લે સુધી રહી ગયો. ૧૯૩૮માં વઢવાણ મુકામે કા. રા. પરિષદની કાર્યવાહી મળેલી ત્યારે સામાન્ય વાતચીતોમાં આવતી કાર્યવાહીની બેઠક કોઇએ ધ્રાંગધ્રા મુકામે બોલાવવાનું કહેતાં એ બોલી ઊઠેલા :

'સત્યાગ્રહ વખતે સૈનિકોએ માફીપત્ર પર કાંડાં કાપી દીધાં છે એ તો પાછાં લઇ આવો, પછી ત્યાં બેઠક ભરવાની વાત કરજો !'

ધ્રાંગધ્રા જેલમાંથી તે છૂટયા ત્યારે બ્રિટિશ હિંદમાં સત્યાગ્રહ શરૂ થઇ ચૂકયો હતો. પણ હજી એમને ભાંવનગરની જેલ જોવાની બાકી હતી.

બ્રિટિશ હિંદમાં સરકારનું જોર વધતાં ભાવનગરમાં પરદેશી કાપડ પાછું આવવું શરૂ થઈ ગયું હતું. આથી તેની સામે પિકેટીંગ કરવા ફૂલચંદભાઇ ફરીથી ત્યાં ગયા. ભાવનગર રાજ્યે તેમને હદપારીનો હુકમ આપ્યો, પણ તેમણે હુકમનો ભંગ કર્યો તેથી તેમને પકડીને રાજ્ય પોતાની હદ બહાર કેઠ રાણપુર પાસે મૂકી આવ્યું. બીજે દિવસે ફૂલચંદભાઇ તથા શિવાનંદજી રેલવે મારફત ભાવનગર આવી પહોંચ્યા એટલે રાજ્યે તેમને પકડી લીધા. બંધબારણે તેમના પર કેસ ચાલ્યો અને ૭ માસની તેમને સજા થઇ. આ જાણીને ભાવનગરની પ્રજાએ હડતાળ પાડી. ભાવનગરની જેલ ફૂલચંદભાઇને બધી જેલ કરતાં ઘણી સારી લાગેલી એમ તેમણે આત્મકથામાં વર્ણવીને લખેલ છે.

એ જેલમાં હતા તે દરમ્યાન ભાવનગરમાં પિકેટીંગ ચાલ્યા કરતું

હતું અને તેને સફળતા મળતી જતી હતી. એક શુભેચ્છકે વચ્ચે પડીને સમાધાન કરાવ્યું, ને રાજ્યે તેમને બિનશરતે છોડી મૂકયા.

પણ કોઇએ તેમને કહ્યું કે સભા નહિ ભરવાની શરતે આ છુટકારો થયો છે તેથી ફૂલચંદભાઇએ તે જ દિવસે સભા બોલાવી. ફરીથી એમને રાજ્યે પકડી લીધા અને જેલમાં ઉપાડી ગયા. ફરીથી વાટાઘાટ ચાલી અને તે દિવસે રાત્રે તેમને ભાવનગર રાજ્યે બિનશરતે છોડી મૂકયા.

બ્રિટિશ હિંદમાં ફરીથી સત્યાગ્રહ શરૂ થયાને ઘણો વખત થઇ ગયો હતો. ’ત્રીસના સત્યાગ્રહ કરતાં આ વખતે ત્યાં ઘણું દમન વધી ગયું હતું.

કાઠિયાવાડના સત્યાગ્રહોની તેમના શરીર પરથી કળ ઉતરી ન હતી, છતાં ફૂલચંદભાઈ બ્રિટિશ હિંદમાં પકડાવા તૈયાર થયા. બ્રિટિશ સરકારે કોંગ્રેસને ગેરકાયદેસર ઠરાવી હતી, તેથી એ હુકમનો ભંગ કરવા ઠેરઠેર કોંગ્રેસની પ્રાંતિક અને જીલ્લા પરિષદની બેઠકો ભરવામાં આવતી હતી. ફૂલચંદભાઇ અમદાવાદ જીલ્લા પરિષદના પ્રમુખ થયા ને તેમને પકડવામાં આવ્યા. સાડાસાત માસની ‘ક’ વર્ગ સાથે તેમને સખત સજા થઈ. થોડો વખત સાબરમતી રાખ્યા બાદ તેમની વિસાપુર બદલી થઇ. પણ વિસાપુરની જેલ તો રોગનું ધામ હતું. જતાં વેંત જ એમનું નાજુક શરીર લથડયું અને ટાઇફોડ લાગુ પડયો. તેમનું વજન ઘણું ઘટી ગયું. વિસાપુર જેલમાંથી સાડાસાત માસે ફૂલચંદભાઇ છૂટયા તો ખરા, પણ દેહ તો ભરપૂર બિમારી તથા રોગને જેલના સ્મરણચિહ્ન તરીકે સાથે લેતો આવ્યો હતો.

## (૧૦) મૃત્યુ મરી ગયું !

ફૂલચંદભાઈએ અત્યાર સુધી અનેક યુદ્ધો ખેલ્યાં, ઘણી જેલો ભોગવી અને સીતમો પણ સહ્યા. ૧૯૩૩થી એમનો યુદ્ધમોરચો બદલાયો. હવેનું યુદ્ધ એમના પોતાના શરીર સાથે જ ખેલવાનું હતું.

જીવનભરની હાડમારીઓએ એમના શરીરને ભાંગી નાખ્યું હતું, પણ આત્મા તો વિશેષ તેજવંતો બન્યો હતો. બન્ને વચ્ચે જાણે હરિફાઈ ચાલી. સંયમિત આત્માએ આ યુદ્ધમાં ભાંગેલા દેહને સાત વર્ષ ટકાવી રાખ્યો.

વિસાપુરમાં જ તબિયત લથડી હતી. છૂટીને વઢવાણ આવ્યા ત્યાં શિવાનંદજીની માંદગીનો તાર મળતાં ફરીથી એ વિસાપુર ગયા અને પોતે જ વધારે માંદા પડીને આવ્યા. શરીર એકદમ લથડયું. દમનો વ્યાધિ લાગુ પડયો. ૧૯૩૩ના વ્યક્તિગત સત્યાગ્રહમાં તો જઈ શકાય તેવું શરીર ન હતું. અચાનક ટાઈફોઈડનો તેમના પર જ જબરો હલ્લો થયો. બચવાની આશા કોઈને પણ ન હતી, પણ તે બચી ગયા. શરીરમાં ઘણી નબળાઈ આવી ગઈ. કામ કરવાની શક્તિ ન રહી, તેથી તે પંચગની ગયા. કુદરતી ઉપચારોથી શરીર સુધર્યું અને પાછા વઢવાણ આવ્યા. વળી પાછો ૧૯૩૬માં શરદીનો હુમલો થયો. કોઈએ ક્ષયની આશંકા બતાવી. દમ અને તેમાં ક્ષય! દેવાસના ક્ષય-નિષ્ણાત ડોક્ટર સર જેમ્સ રોબર્ટ્સને શરીર બતાવ્યું. ક્ષયના બીજા તબક્કામાં છે, એવો તેનો અભિપ્રાય પડયો. ફૂલચંદભાઈએ ક્ષયનાં ઈન્જેક્શન લીધાં. પણ ફેર ન પડવાથી ડોક્ટરે એમને કૉડલીવર ઑઈલ લેવાની સૂચના આપી. પણ અહિંસાના એ વ્રતધારીએ સંભળાવ્યું કે 'કોઈ પણ જાતની હિંસક દવા કે ઈન્જેક્શન મારે નથી લેવાં. ભલે દેહ રહે કે પડે.' આવી દવાઓને મજાકમાં ઉડાવતાં તેઓ કહેતા, 'કૉડલીવર ઑઈલ લેવું એના કરતાં શીરો કે માખણ શું ખોટું?' અને ત્યારબાદ ફરીથી પંચગની ગયા. ત્યાં શીરો-માખણ શરૂ કર્યું અને શરીર સુધર્યું. કામ કરવાની શક્તિ પણ આવી.

પંચગનીથી વઢવાણ પાછા આવ્યા ત્યારે શરીર કરતાં આર્થિક સ્થિતિ ભારે તંગ થઈ ગઈ હતી. સંસ્થા માટેય કોઈની પાસે નમીને પૈસા નહિ માગનાર ફૂલચંદભાઈ પોતાના માટે તો પૈસા શાના જ માગે? ઊલટા, કોઈ મિત્રો સદ્ભાવથી પોતાની મેળે પૈસા મોકલતા તે પાછા મોકલી દેતા.

માંડ શરીર સારું થયું કે તરત જ તેમણે આશ્રમમાં શિક્ષક તરીકે કામ શરૂ કર્યું. મહાન સત્યાગ્રહ પછી વઢવાણના રાજકારણમાં મંદતા આવી હતી. ધીમે ધીમે ત્યાંનો યુવકસંઘ કામ કરી રહ્યો હતો તેમને તે દોરવણી આપવા લાગ્યા.

૧૯૩૪ પછી મહાસંગ્રામ બાદ કાઠિયાવાડમાંયે મંદતા વ્યાપી હતી. તે ટાળવા કાઠિયાવાડના કાર્યકરો બે વાર મળ્યા. છેલ્લે ભાવ-નગર મુકામે કાર્યકર સંમેલન રૂપે ભેગા થયા. તેમાં ફૂલચંદભાઈએ અગ્રભાગ લીધો. તેમની આગેવાની નીચે કાર્યકરો કાઠિયાવાડ માટે માર્ગદર્શન મેળવવા ગાંધીજી પાસે સેગાંવ ગયા. ગાંધીજીએ તેમને બે વર્ષ સુધી રચનાત્મક કાર્ય કરવાનો આદેશ આપ્યો.

આ દિવસોમાં જ શ્રી. ઢેબરભાઇએ રાજકોટમાં કા. રા. પરિષદની બેઠક બોલાવવાની રજા મેળવી અને ૧૯૨૯માં મોરબી મુકામે સરદારના પ્રમુખપદે પરિષદ મળ્યા બાદ ૧૯૩૮માં દરબાર ગોપાલદાસના પ્રમુખપદે રાજકોટમાં રાજકીય પરિષદ ભરાઇ. ફૂલચંદભાઈ તેના મંત્રી હતા. આ પરિષદમાં તેમણે પહેલેથી છેલ્લે સુધી ભાગ લીધો. ઢેબરભાઇ સહમંત્રી થયા અને તેમણે બધું કામ ઉપાડી લીધું.

થોડા સમય બાદ રાજકોટનો સંગ્રામ આવી પહોંચ્યો. કાઠિયાવાડમાં પહેલાં અનેક સંગ્રામો એકલે હાથે લડનાર ફૂલચંદભાઇ એમાં જોડાયા વગર કેમ રહી શકે? રાજકોટમાં કોઇને ખબર પણ ન હતી અને તે એક ટુકડી લઇને ત્યાં પહોંચી ગયા. તે પકડાયા અને તેમને સજા થઇ. પણ શરીર હવે જેલ સહન કરી શકે તેમ ન હતું. જેલમાં એમનું શરીર સાચવવા સાથીઓએ પ્રયાસ કર્યા. પણ શરીર અંદરથી તૂટતું ચાલ્યું.

રાજકોટ સત્યાગ્રહમાં વિજય થયો. એ સમયે ફૂલચંદભાઇ છૂટીને વઢવાણ આવ્યા ત્યારે ફરીથી વઢવાણની પ્રજાએ એમનું નાગપુર—બાર-ડોલીથી પાછા ફરતાં સ્વાગત કરેલું એવું દબદબાથી સ્વાગત કર્યું.

દુઃખાવો થતો, છતાં એક સીસકારોયે એમના મુખમાંથી ન નીકળતો. પ્રભુ મહાવીરની તસ્વીર સામે જ ટીંગાડી રાખતા ને તેમના જેવી અખંડ શાંતિનું ધ્યાન ધરીને ફૂલચંદભાઇ મહિનાઓ સુધી દર્દ સહન કરતા પડયા રહ્યા. કયારેક ખૂબ દર્દ થતું ત્યારે માત્ર આટલું જ બોલતા : 'પ્રભુ ! હજી આ કાયાને કેટલીક તાવવી છે?'

આવી સ્થિતિમાંયે એમનો આનંદી સ્વભાવ ઠેઠ સુધી ટકી રહેલો. કયારેક કયારેક ટોળ–મજાક કરી લેતા. પણ અંતર તો સેવાને જ ઝંખતું હતું; સ્વપ્નો પણ તેમને સેવાનાં જ આવતાં હતાં અને મરીને વહેલા વહેલા સેવા–કાર્યમાં જ આવી પહોંચવાની ઇચ્છા જ તે વ્યક્ત કરતા હતા.

તારેતાર જીર્ણ થઇ ગયેલા બિચારા દેહને દુઃખમાંથી છોડાવવા આવનાર મૃત્યુ–દેવના સ્વાગત માટે એમણે તૈયારી કરી રાખી. મૃત્યુ બાદ પ્રભુપ્રાર્થના, ધૂપદીપ વગેરેની સૂચના સ્નેહીજનોને આપી દીધી અને તા. ૩૦મી ઓગસ્ટ, ૧૯૪૧ની રાત્રે સાડાનવ વાગ્યે ૪૬ વર્ષની ઉંમરે, તદ્દન જર્જરિત બની ગયેલ દેહને છોડીને એ ઉન્નત આત્મા ઊડી ગયો–જાણે વઢવાણ અને કાઠિયાવાડના જાહેરજીવનનો છેલ્લા બાવીસ વર્ષનો અખંડ ઇતિહાસ–સ્થંભ ઢળી પડયો.

અને 'ફૂલછાબ'ના શબ્દોમાં :

'એની જીવન-ઉપાસનાનો સરવાળો તો સ્પષ્ટપણે એના મૃત્યુ-દિને જ મંડાયો. એની પાલખીને કાંધ દેવા માટે બ્રાહ્મણો અવાચા પડયા, એના અવસાનને સલામો દેવા અને પત્નીને દિલાસો પાઠવવા દાઢીવાળા મુસ્લિમો હાજર થયા. રાજવી કુટુંબ અને સાધુસાધ્વી સિવાય કોઇને ન અપાતું પાલખીનું ગૌરવદાન એના કલેવરને ખુદ રાજવીએ પણ નિષિદ્ધ માન્યું નહિ. ને પ્રજા–વિરાટના પ્રાણ પર વળેલા સંયોગિક પથ્થર-પોપડાની નીચે વહેતા પ્રેમના મહાસ્રોતનો તે દિવસે કનક–પ્રવાહ રેલાયો.'

●

# જીવનદર્શન

## ધાર્મિક વિચાર

ફૂલચંદભાઇનો મૂળ વારસો જૈન–ધર્મના સંસ્કારનો. કૉલેજમાં પહોંચ્યા ત્યાં સુધી ચુસ્તપણે જૈન–ધર્મના આચારવિચાર તે પાળતા અને પાઠપૂજા વગેર કરતા. પણ કૉલેજના વિશાળ વાતાવરણમાં આવતાં અન્ય ધર્મો તરફ પણ એમની દૃષ્ટિ ગઇ અને સહેજે એનાં મૂળતત્ત્વોનો અભ્યાસ થતો ગયો, તેમ તેમ એમને જૈન ધર્મની ત્રૂટીઓ દેખાવા લાગી. એ વખતનાં ધાર્મિક મંથન વિષે તેઓ પોતાની આત્મ-કથામાં લખે છે કે :

'ચાલી રહેલી જૈન–પ્રણાલિકા વિષે મેં સ્વતંત્ર વિચારો કરવા માંડયા. જૈનો દયાધર્મનો ઇજારો રાખવાની બડાશો મારે છતાં છળકપટ કરવામાં કે ગરીબોને લૂંટવામાં બીજાથી ઓછા ઊતરે તેવા ન હતા, એ જોઇ મને દુઃખ લાગતું. 'ભગવાન તો મુક્તાત્મા થયા છે' તો પછી ભગવાનને જાતજાતનાં ઘરેણાં પહેરાવવાં, મૂર્તિને અત્તર તેલ ફુલેલ લગાડવાં, આંગી કરવી ને અનેક પ્રકારે ઠાઠ કરવો–એ વસ્તુ મને ભયંકર લાગી. વળી નિસ્પૃહી, પરિગ્રહ–ત્યાગી ભગવાનને નામે ભંડારોમાં હજારો રૂપિયા ભેળા કરવામાં આવે, આરતીનાં ઘી બોલાવી હજારો રૂપિયા સંઘરવામાં આવે, અને જેમ કોઇ દુનિયાદારી વેપારીની પેઢી ચાલતી હોય તેની માફક ભગવાનના નામની પણ પેઢી ચાલે એ મને ખૂંચવા લાગ્યું. મને એમ થયું કે જૈન ભાઇઓ ભગવાનનું યથાર્થ સ્વરૂપ સમજ્યા નથી. અને ભગવાનને ન છાજતી વસ્તુઓ વળગાડી પોતાના ધર્મનો ને ભગવાનનો દ્રોહ કરી રહ્યા છે. ખરી રીતે મંદિર ખુલ્લાં રહેવાં જોઇએ, એક પૈસાનું ઘરેણું કે કપડું ભગવાનની મૂર્તિને ન પહેરાવવું જોઇએ, મંદિરે તાળાં ન વાસવાં જોઇએ, હથિયારધારી ચોકીદાર જૈન મંદિરે ન શોભે. વીતરાગની મૂર્તિ જોવાથી વૈરાગ પ્રગટે એ મુખ્ય હેતુ સધાવો જોઇએ.

'ઘરેણાં પહેરાવ્યાં હોય, ઘડિયાળ–જાકીટ ખડકાયાં હોય, અત્તર ફુલેલ લગાવાયાં હોય એવી મૂર્તિને વીતરાગની મૂર્તિ ન કહી શકાય એવી શંકા મને થવા લાગી અને એવી મૂર્તિ વીતરાગની નથી જ એવો નિર્ણય થઇ ચૂકયો. નિર્ણય થતાની સાથે જ પ્રભુપૂજા મેં બંધ કરી અને મંદિરે જવાનું પણ મેં માંડી વાળ્યું.

'આ ફેરફારથી અનેક જૈનો મને નાસ્તિક કહેવા લાગ્યા. સગાં-સ્નેહીઓને પણ મારું વલણ અકારું લાગ્યું, પણ મારો કોયડો કોઇ ઉકેલી શક્યું નહિ. જૈન સાધુઓએ પણ પ્રભુપૂજા આદિ ક્રિયા કરવાં જોઇએ એમ સમજાવવા મહેનત કરી, પણ તેમની વાત મને ગળે ન જ ઊતરી. ભગવાન મહાવીરનાં અહિંસાદિ વ્રતોનો પૂજારી હું રહ્યો, પણ ભગવાનના નામે વેપાર ચલાવવાની ચાલુ પદ્ધતિ સામે મેં બળવો પોકાર્યો. નાનાં બાળકોને ચોરીછૂપીથી ઉપાડી જઇ દીક્ષા આપવાનું નિંદ્ય કર્મ પણ કેટલાક સાધુઓ કરતા ને તેને અંગે ધર્મની નિંદા થવા લાગી હતી. બીજા પણ ઘણા સડા પેસી ગયા હતા. તે બધાની સામે સમય મળ્યે યુદ્ધ પોકારવાનો નિર્ણય મેં મન સાથે કરી લીધો.'

કોઇ પણ અન્યાય સહન નહિ કરી શકવાની એમની મૃદુ લાગણી–સંપત્તિ એમના રાષ્ટ્રીય જીવનના ઉગમ પહેલાંના સમયના આ મનોમંથનમાં દેખાય છે. એમના જાણીતા તેજ મિજાજના મૂળમાં એમની આ મૃદુતા જ પડી દેખાય છે. એ મૃદુતા એમના જીવનમાં સૂત્રરૂપ બની ગઇ. કોઇ પણ અન્યાય ધાર્મિક–સામાજિક–રાજકીય, તેની સામે જાણે એમના અંતરના તારેતાર ઝણઝણી ઊઠતા. એ સહન ન કરી શકતા અને તરત જ એનો સામનો કરવાની તૈયારી કરતા; આ બધાં તેમની મૃદુ–લાગણી સંપત્તિનાં સહજ પરિણામ છે.

એમના આર્થિક મનોમંથનમાંથી બીજી વાત એ તરી વળે છે કે જે સાચું લાગ્યું તેને તરત જ, ગમે તેટલો વિરોધ છતાં અમલમાં મૂકવાની એમનામાં પ્રચંડ ક્રિયાશકિત હતી. આ ક્રિયાશકિતએ એમના ફૂલ સમ હૈયાને વજ્ર જેવી કાર્યસાધકતા અને કર્તવ્યશીલતા આપ્યાં અને એમના આખા જીવનને એક અખંડ ઝૂઝવાટનો મહારથી બનાવી દીધું.

## આદર્શ કેળવણીકાર

ફૂલચંદભાઇ અડગ સત્યાગ્રહી યોદ્ધા કે સમાજસુધારક કરતાં સૌથી પ્રથમ તો રાષ્ટ્રીય કેળવણીકાર હતા, એમ કહી શકાય.

ગાંધીજી પાસે કોચરબ આશ્રમમાં તે ગયા એ પહેલાં તેઓ વઢવાણની હાઇસ્કૂલમાં દરબારી શિક્ષક હતા ત્યારથી જ વિદ્યાર્થીઓ સાથે

હળીમળીને, પ્રેમથી વાતચીત કરીને, તેમનાં જીવનમાં રાષ્ટ્રપ્રેમ અને દેશસેવાના આદર્શ જાગે તેવા એ પ્રયાસ કરી રહ્યા હતા. કારણ કે તે માનતા કે યુવકો એ દેશનું પરમ ધન છે અને આવતી કાલના ઘડનારા એ જ થવાના છે. કોચરબ આશ્રમમાં એ ગયા ત્યારે ત્યાં ગાંધીજીએ રાષ્ટ્રીય શાળા શરૂ કરેલી તેમાં સૌથી પ્રથમ શિક્ષક તરીકે એ જ દાખલ થયેલા. કાકાસાહેબ, નરહરિભાઇ, કિશોરભાઇ વગેરે એમના પછી જ આવેલા. વિદ્યાર્થીઓનાં સુખદુઃખમાં પ્રેમાળપણે ઓતપ્રોત થતાં તેમને સરસ આવડતું, તેથી શિક્ષક તરીકે ત્યાં પણ તે સફળ થયેલા. આથી તો કાકાસાહેબે એમને અંજલિ અર્પતાં 'શિક્ષણ અને સાહિત્ય'માં (ઓકટોબર, ૧૯૪૧) તેમને 'રાષ્ટ્રીય શિક્ષણના આદ્ય અધ્યાપક'નું બિરુદ આપી લખ્યું છે કે .

> 'જેમને હાથે ગુજરાતની રાષ્ટ્રીય શિક્ષણ-પ્રવૃત્તિ ગાંધીજીએ શરૂ કરી, અને તેથી જેઓ રાષ્ટ્રીય શિક્ષણના સર્વપ્રથમ અધ્યાપક થઇ શક્યા હતા, તેમના અવસાનના સમાચાર મેં તો મુંબઇમાં અચાનક એક છાપામાં વાંચ્યા. વાંચતાં વેંત આશ્રમની શાળાની સ્થાપના, અનેક કેળવણી-પરિષદો, વિદ્યાપીઠની સ્થાપના અને વિસ્તાર, અને દાંડીકૂચ તથા ધરાસણામાં એ બધી પ્રવૃત્તિની થયેલી પૂર્ણાહુતિ, અને ત્યારપછી એ જ અંગારમાંથી નીકળેલી વર્ધા-યોજનાની ચિનગારી-એ બધી વસ્તુ એક ક્ષણે, એકસામટી મારી નજર સામે થઇને પસાર થઇ...ગુજરાતના તમામ શિક્ષણશાસ્ત્રીઓએ પોતાના આ સર્વપ્રથમ શ્રદ્ધામૂર્તિ શિક્ષણશાસ્ત્રીને શ્રદ્ધાપૂર્વક અંજલિ અર્પણ કરવી જોઇએ.'

આશ્રમ છોડી એ વઢવાણ આવી વસ્યા ત્યારે પહેલી જ પ્રવૃત્તિ તેમણે બાળકોને શિક્ષણ આપવાની ઉપાડેલી. શાળામાં બાળકોને નવરાવવા ધોવરાવવાથી માંડીને તેમની શક્તિઓ અનુસાર તેમનો વિકાસ થઇ શકે એ રીતે શિક્ષણ એ આપતા હતા. એમણે કોઇ મોન્ટેસોરીના સિદ્ધાંતોનો કે શિક્ષણશાસ્ત્રના પુસ્તકનો અભ્યાસ કર્યો ન હતો, પણ સાહજિક રીતે જ એમણે સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના નિયમો અનુસાર શિક્ષણ આપવાની કાઠિયાવાડમાં પહેલ કરી.

ગિજુભાઇએ મોન્ટેસોરીના સિદ્ધાંતો અનુસાર ભાવનગરમાં બાલમંદિર શરૂ કર્યા બાદ ફૂલચંદભાઈની આ 'નાગડા–નિશાળ'ને જોઇને મોન્ટેસોરીનાં બાલમંદિરો માટે આદર્શ દાખલા તરીકે તેને રજૂ કરેલ.

ત્યાર બાદ એ 'નાગડા–નિશાળ'ને રાષ્ટ્રીયશાળાનું સ્વરૂપ મળ્યું. એ રીતે કાઠિયાવાડમાં સર્વપ્રથમ રાષ્ટ્રીય શિક્ષણનો એમણે જ પાયો નાખ્યો અને આખા કાઠિયાવાડમાં રાષ્ટ્રીય શિક્ષણનાં આંદોલન વહેતાં મૂકયાં. વઢવાણની આ રાષ્ટ્રીયશાળા તથા ભાવનગર–રાજકોટની અન્ય રાષ્ટ્રીય શાળાઓના સફળ પ્રયાસોને લીધે જ ૧૯૨૨માં વઢવાણ કેમ્પ મુકામે મળેલી કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠકમાં ઠરાવ કરીને 'રાષ્ટ્રીય શિક્ષણ સમિતિ' નીમવામાં આવેલી અને કાઠિયાવાડમાં રાષ્ટ્રીય શિક્ષણના પ્રચારની વિચારણા માટે એ સમિતિની અમુક બેઠકો પણ મળેલી.

વિદ્યાર્થીઓને સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતો અનુસાર શિક્ષણ આપવા ઉપરાંત પટાવાળા માટે પણ ખાદીનો પોષાક મુકરર કરનાર આ જ રાષ્ટ્રીયશાળાએ સરસ્વતીને દ્વારેથી સમાજના કોઇ પણ બાલકને પાછા ન કાઢી શકાય એવો વિશાળ સિદ્ધાંત અપનાવવાની કાઠિયાવાડમાં પહેલ કરી અને હરિજનોને શાળામાં પ્રવેશ આપ્યો. એ વિષે કાકાસાહેબ લખે છે:

'એ વખતે લોકોને ધર્મનો રસ્તો સમજાવવાની ફૂલચંદભાઇએ પરાકાષ્ઠા કરી. સ્વર્ગસ્થ શ્રી. ચમનલાલ વૈષ્ણવ જેવા આદર્શ સેવકો એમના સાથી હોવાથી, ઉત્કર્ષ અને અપકર્ષ બન્ને સ્થિતિમાં આંતરિક સમાધાન મેળવવાની અને જાળવવાની કળા એ આખા મંડળે કેળવી હતી. એ વખતે એ મંડળની જે ધર્મસંકટની સ્થિતિ હતી તેનો અને તેમની નિષ્ઠાનો હું સાક્ષી છું. અમેરિકામાં પ્રૂડેન્સ ક્રેન્ડેલ નામની ગોરી ખ્રિસ્તી બાઇએ પોતાની શાળામાં કાળી હબસી છોકરીને દાખલ કરવાની જીદ રાખી, ભયંકર હાડમારી વહોરી લીધી અને પોતાની ધીકતી સંસ્થા ખેદાનમેદાન થવા દઇ પોતાનું અને પોતાની શાળાનું નામ અમર કર્યું. એ બરાબર સો વરસ પહેલાંનો કિસ્સો મારા ધ્યાનમાં આવ્યો અને મેં એમનું અભિનંદન કર્યું. ફૂલચંદભાઇએ

શાળાનું રૂપાંતર કરી ત્યાં જ આશ્રમ સ્થાપ્યો, અને હરિજનો માટે જ આખો સમય આપવા લાગ્યા.'

ઇતિહાસના સમય લેતી વખતે રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓને રસપાન કરાવતા ફૂલચંદભાઈ આશ્રમમાં હરિજન બાળકોને એ જ રસથી શીખવવા લાગ્યા અને ગુજરાતીના પાઠોથી માંડી ઇતિહાસની વાર્તાઓમાં હરિજન વિદ્યાર્થીઓને રસતરબોળ કરવા લાગ્યા.

એમની શિક્ષણ પ્રવૃત્તિ તો એક રીતે અંત સમય સુધી ચાલુ જ રહી. એમની આસપાસ યુવાનોનું એક જૂથ કાયમ રહ્યા જ કરતું. તેમને એક સહૃદયી મિત્રની અદાથી તેઓ કેળવતા રહ્યા અને એ રીતે પોતાના કેળવણીકાર આત્માને અંત સુધી તે અર્ધ્ય આપતા રહ્યા.

## સ્વાધ્યાય

'તારી વિદ્યા તું મહીં ગોપવીને
'જીવ્યો છે તું ધાવણા બાળ જેવો

એ મેઘાણીભાઈનું કથન તદ્દન સાચું છે. એમના કેટલાયે સહવાસીઓ ભાગ્યે જ જાણતા કે બોલવામાં કદીયે એક પણ અંગ્રેજી શબ્દ આવવા ન દેનાર ફૂલચંદભાઇ ગ્રેજ્યુએટ થયા છે!

એથીયે વિશેષ, ફૂલચંદભાઇ કદી લાંબી ચર્ચાઓમાં ઊતરતા નહિ, અને મૂળ મુદ્દાની વાત કરીને પછી આનંદની હળવી વાતોમાં ઊતરી જતા. અનેક વાદોના અભ્યાસી અને વાતવાતમાં વાદવિવાદના હવાલા દેનાર આજના યુવકોને કારણે ફૂલચંદભાઇમાં ઊંડાણ નથી એમ લાગતું, જગતના ચાલુ પ્રવાહોથી ફૂલચંદભાઈ પરિચિત નથી એમ તેઓ માનતા. પણ આ માન્યતા ભૂલભરેલી હતી.

વાચનનો શોખ ફૂલચંદભાઇને નાનપણથી જ હતો. નાનપણમાં જૈન ધર્મનાં પુસ્તકો તેમણે સારી પેઠે વાંચેલાં. એ પછી આશ્રમમાંથી વઢવાણ આવ્યા બાદ, લગાતાર બાવીસ વર્ષ સુધી, ફૂલચંદભાઇ

હંમેશાં વહેલા ઊઠીને, સવારના દોઢ બે કલાક સ્વાધ્યાયમાં જ ગાળતા. આ સ્વાધ્યાય તો એમની માંદગી દરમ્યાન પણ ચાલુ રહેલો.

એ સ્વાધ્યાયમાં ૧૯૩૨-૩૪ દરમ્યાન રશિયન સાહિત્ય પણ આવી ગયેલું. લેનીનનાં તેમણે પુસ્તકો વાંચેલાં. સમાજવાદના પ્રમાણભૂત પુસ્તક કાર્લ માર્ક્સના 'કેપીટલ'નો તો તેમણે ઊંડાણથી અભ્યાસ કરેલો. પણ એ અભ્યાસ બાદ એમને પ્રતીતિ થયેલી કે આના કરતાં તો ગાંધીજીના સિદ્ધાંતો ઘણા આગળ છે. અને અહિંસા જ સાચો સમાજવાદ લાવી શકશે એવું એમને સ્પષ્ટ લાગ્યું, તે પછી જ એમણે સમાજવાદી સાહિત્યનું વાચન છોડયું. સમાજવાદ તરફ પ્રથમ ખેંચાયેલા ત્યારે એમણે 'સમાજવાદ વધાવો' એવાં ગીત પણ રચેલાં.

એમણે 'નવજીવન'નો અને ગાંધીજીનાં પુસ્તકોનો અભ્યાસ કરેલો છતાં તે પુસ્તકોને ફરીથી વાંચી ગયા. 'હરિજનબંધુ'ની ફાઇલો વારંવાર વાંચી. 'યંગઇન્ડીઆ' પણ અભ્યાસની દૃષ્ટિએ વાંચ્યું. મહાભારત અને રામાયણનો પણ અભ્યાસ કરેલો. આ રીતે એમનું વાચન કદાચ વિશાળ નહિ, તો સાત્ત્વિક તો હતું જ. એમણે પોતાના જે સિદ્ધાંતો નક્કી કર્યા હતા, તેને અનુરૂપ જ એમનું વાંચન ચાલ્યા કરતુ. આ સિદ્ધાંતો એમના મનમાં એટલા સ્પષ્ટ અને આશંકા વગરના હતા કે એ માટે એમને વાદવિવાદ કરવાની જરૂર ન લાગતી.

સ્વાધ્યાય સાથે એ હંમેશાં પોતાને સારી લાગતી બાબતોની સાફ, સ્વચ્છ અક્ષરે નોંધ કરતા. આવી નોંધોની થોકડાબંધ નોટો આજેય પડી છે. એમાં સૌથી વિશેષ ગાંધીજીના લેખોનાં અવતરણો છે.

પણ કેવી એ નોંધ ને કેવા એ અક્ષરો ! અસલ મોતીના દાણા જેવા. કલમ ઉપાડે, ત્યાંથી કલમ પૂરી થાય ત્યાંસુધી એકધારા અક્ષરો, ચાલ્યા આવે; નહિ ડાઘડૂઘ, નહિ છેકભૂંસ. જાણે એમની સ્વચ્છ, સાધીદાર વિચારસરણીની આબેહૂબ આરસી.

લેખન તો એ જ્યારે માંદા પડ્યા અને હરીફરી શકતા ન હતા ત્યારે પણ એમનું સાથી બની ગયેલું. એક મોટો ચોપડો બંધાવીને

એમનાં બધાં ગીતો સળંગ તેમણે લખવા માંડેલાં. ક્યારેક પોતાની જીવનકથા લખતા અને સમય મળ્યે Power of Non-violenceનો અનુવાદ પણ કરતા. અનુવાદ કરવામાં પણ એમને ક્યાંયે છેકભૂંસ કરવી પડી નથી. જાણે એમના મનમાં ક્યાંયે ગોટાળો હતો જ નહિ.

એમના મોતીના દાણા જેવા અક્ષર તો ઘણાને ઈર્ષારૂપ બની જતા. વિસાપુર જેલમાં એ મરાઠી તથા બંગાળીનો અભ્યાસ કરતા હતા. ગુજરાતમાં કેટલાયે અભ્યાસીઓ બંગાળી ભાષા શીખે છે, પણ એમાંના કોઈક જ બંગાળી લખતાં શીખે છે, કેમકે એ લિપિ લખવી ઘણી અઘરી છે. પણ ફૂલચંદભાઈએ તો બંગાળી શીખવાની શરૂઆતમાં જ એ લિપિ લખવાનું શીખી લીધેલ અને એ લિપિ પણ એટલી ચોખ્ખી માંડતા, જાણે છાપેલા અક્ષર જ જોઈ લો.

એમણે 'પુરુષાર્થ' નામનું માસિક ચલાવેલું, નાગપુર જેલનાં સંસ્મરણો લખેલાં, હોટલ-દુષ્કાળનાં નાટક લખેલાં અને નાની નાની વાર્તાઓ પણ લખેલી. પણ એ બધાં તો એના સત્યમય સિદ્ધાંતોનું સાધ્ય મેળવવામાં સાધનરૂપ હતાં. એટલે જ એ બધાં પરિશુદ્ધ રૂપે જ વ્યકત થતાં. એમાં આડંબર ન આવતો કે શણગાર ન આવતો; દરેક વાતનું સીધેસીધું કથન જ તેમાં આવતું.

## રાજકારણ

દેશી રજવાડામાં જન્મેલા અને ત્યાં જ કામ કરવું પડવાથી એમને દેશી રજવાડાના જુલમ હાડ હાડ વ્યાપી ગયેલા. એમની દૃઢ માન્યતા બંધાઈ ગયેલી કે આ રાજવીઓનો કોઈ પણ રીતે હૃદયપલટો થવો શક્ય જ નથી. જવાહરના કથનને વારંવાર એ વ્યકત કરતા કે : 'Princes and Priests must perish.' રાજાઓ અને ધર્મગુરુઓનો નાશ થવો જોઈએ : આથી જ એમણે ખાખરેચીના રાજવીને સંભળાવેલું કે : 'ખોબા જેવડું ખાખરેચી શાના પર કૂદકા મારી રહ્યું છે? રશિયાના ઝાર જેવાનોયે નાશ થયો છે તો ખોબા જેવડું ખાખરેચી શી બિસાતમાં !'

આખા કાઠિયાવાડને તે એક અને અવિભાજ્ય અંગ માનતા. કોઈ પણ રજવાડામાં થતો અન્યાય એમનો આત્મા સહન ન કરી શકતો, તેથી ત્યાં દોડી જતા. કારણ કે એ માનતા કે કાઠિયાવાડના કોઈ પણ એક રજવાડાની દમનનીતિ અન્ય રજવાડાને અસર કરે જ. આખા કાઠિયાવાડની દૃષ્ટિએ તેને અટકાવ્યા વિના છૂટકો જ નહિ. મોરબી રાજ્યે જ્યારે પ્રથમ વાર સુલેહ તોડેલી ત્યારે એ મુદ્દા પર વિચારણા કરતો સંગ્રામ–સમિતિએ જે ઠરાવ કરેલો એ એમની આ નીતિના દાખલા રૂપે છે.

કાઠિયાવાડના વતનીને કોઈ પણ રાજ્યમાં પ્રાથમિક શહેરી જેટલા જ હક્ક મળવા જોઈએ એમ તે માનતા. ૧૯૨૪માં જ્યારે ભાવનગરમાંથી એમને પરદેશી તરીકે હદપાર કરવામાં આવેલા ત્યારે એમણે પોતાની આ નીતિ અનુસાર જાહેરસભામાં સંભળાવેલું કે : 'મોરબીના પટ્ટણી જો ભાવનગરના દીવાન થઈ શકે તો વઢવાણનો ફૂલચંદ ભાવનગરમાં આવીને પિકેટીંગ કરી શકે. પાડોશીઓને દુઃખ સમયે મદદ કરવાનો મનુષ્યનો અધિકાર અને ફરજ હોય તો ભાવ-નગરના વેપારીઓ ધર્મ ભૂલે તેને સાચે રાહે દોરવાની વઢવાણવાસીની ફરજ અને અધિકાર છે.'

કાઠિયાવાડના એકેએક સંગ્રામ પાછળ એમની આ ભાવના કામ કરતી હતી. પણ આ વિચારણામાં સ્થાનિક પ્રજાની બિનતૈયારીની વાત ગૌણ બની જતાં, શરૂઆતમાં વિજયી બનેલા એમના સંગ્રામો પછી રાજ્યોએ પ્રજાને એકલી પડતાં દમનથી દબાવી દીધી.

પણ ફૂલચંદભાઈની આ માન્યતા છેવટ સુધી અફર રહેલી. ૧૯૩૮માં એજન્સીનો વિરોધ કરવાની હિલચાલ રાજકીય પરિષદે ઉપાડી ત્યારે ઢેબરભાઈ એમને મળવા આવતાં એમણે હસતાં હસતાં કહેલું કે :

'વકીલી રીતે જો લડાઈ લડવાની હોય તો મારી સલાહ ન ન પૂછશો. એમાં મારું ભેજું કામ નહિ કરે।'

## સત્યાગ્રહના શાયર

ફૂલચંદભાઇ રાષ્ટ્રીય કેળવણીકાર, હરિજનોના ભેરુ કે સત્યાગ્રહ સંગ્રામોના લડવૈયા તરીકે કદાચ ભૂલાઇ જાય, પણ જન–સમુદાયના ગીત–રચયિતા તરીકે પ્રજા કંઠેથી કદી નહિ વિસરાય.

ફૂલચંદભાઇ કવિ ન હતા, તેમનામાં ગંભીર અને સૌંદર્યકલાયુક્ત કાવ્યસંપત્તિ નહોતી. પણ જનસમુદાયને જાગૃત કરવાનું ગીતો એક અમોઘ સાધન છે એમ તેમને દેખાયું કે તેમણે ગીતો રચવાં શરૂ કર્યાં. ખરું જોતાં તો એ પ્રચારસૂત્રોનાં જોડકણાં (slogans) માત્ર હતાં છતાં બીજા કોઇને પણ દુઃસાધ્ય થઇ પડે તેવી એક નમૂનેદાર લાક્ષણિકતા તો એ ગીતોમાં હતી જ. સમાજજીવન, ધાર્મિક જીવન અને રાજકીય જીવનમાં એમણે અનેક સડા જોયા. એ સડા સામેનો પોકાર એમણે પદ્યવાણીમાં વ્યક્ત કર્યો. એ વ્યક્ત કરવા માટે એમણે ભજનમંડળી રચી. એમનાં ઢોકડની થાપીએ, શિવાનંદજીની કડતાલોના ઝમઝમાટે અને શારદાબેનના મંજીરાના રણકારે એ ગીતો જનસમુદાયની જીભે ચડી બેઠાં અને ફૂલચંદભાઇના આત્માનો પોકાર સેંકડો કંઠો અને હજારો જીભો દ્વારા શતગુણિત સ્વરે ગાજી રહ્યો.

એમણે સટ્ટા અને જુગારનાં ગીતો રચ્યાં અને વઢવાણ આસપાસના મેળાઓમાંથી જુગારના પાટલા ઉઠાવી, રાજ્ય તરફથી પ્રતિબંધ મુકાયો. એમણે ચા અને હોટેલનાં ગીતો વહેતાં મૂકયાં અને વઢવાણમાં હોટેલ–પ્રતિબંધ આવ્યો. એમણે બારડોલી સંગ્રામમાં જઇને

'અમે રોપ્યો સત્યાગ્રહ માંડવો રે,
'નથી ભરવું સરકારી મહેસૂલ...

અને

'ભલે કાયાના કટકા થાય...
'ભલે માથું ને ધડ જુદાં થાય...

એવાં યુદ્ધગીતોથી ત્યાંની રાનીપરજ અને પાટીદાર કોમને ગાંડી

કરી મૂકી અને ત્યાંથી વિદાય થતી વખતે રાનીપરજ કોમે તેમને 'કવિશ્રી ફૂલચંદબાબા'ના નામે વિદાયપત્ર આપ્યું.

ગીતો પણ એ ત્વરિત રચતા. બારડોલી સત્યાગ્રહમાં બહેનોને રાસમાં ગાવા માટે કોઈ રાષ્ટ્રીય ગીત ન હતું. શ્રી. ભક્તિબા દેસાઈએ તેમની પાસે એવા ગીતની માગણી કરી. ફૂલચંદભાઈએ તરતોતરત 'રાણીશ્રી'ને વાલોડના કારભારી દરબજેથી ત્રણ તાળીના રાસડામાં ગવાય એવું એક ગીત રચી મોકલ્યું અને પાટીદાર બૈરાંઓએ તે સાંજે રાસડામાં રમઝટ બોલાવી. બારડોલીના સત્યાગ્રહની પૂર્ણાહુતિની સભામાં જુગતરામભાઈએ છેક છેલ્લી ઘડીએ એક નવીન જ ગીત સંભળાવવા 'કવિબાબા'ને આદેશ કર્યો. પાંચ મિનિટમાં સભા સમક્ષ ફૂલચંદભાઈ ઊભા થયા અને--

કોણ કહે છે લોકો ડરશે, કોણ કહે છે લોકો ડગશે,
કહેનારા અહીંયાં આવો, તાલુકો નજરે ભાળો......

એ જોડકણું ગાઈ બતાવ્યું.

'ત્રીસનો મહા—સંગ્રામ આવ્યો અને

'કરો સાંધા ઢીલા સરકારના રે...'
'ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે...'

વગેરે યુદ્ધગીતો એમણે આપ્યાં. જનસમુદાયને આવાં યુદ્ધગીતો પહેલાં કદી મળ્યાં ન હતાં, હજી એવાં ગીત કોઈની પાસેથી મળ્યાં નથી.

એવાં તો એમણે અનેક ગીતો રચ્યાં અને લોકોએ ઝીલીને તે ગજાવ્યાં. લોકો જાણતાંયે નથી કે એ ગીત કોનાં છે એટલાં એ લોકગીતોસમાં પ્રજાજીવન સાથે આત્મસાત થઈ ગયાં છે.

કાપડ પરદેશી હરામ, વસ્ત્રો વિદેશી હરામ,
ગુલામીને અમારાં છેલ્લાં રામ રામ રામ.

એવી રીતે પ્રજાપ્રિય થઈ પડેલી ધૂનના રચયિતા ફૂલચંદભાઈ છે એ જાણીને ઘણાને આશ્ચર્ય થશે.

અસ્પૃશ્યતા-નિવારણનો સમય આવ્યો. એ માટે ગીતો જોઈએ. તરત ફૂલચંદભાઈ તૈયાર–

'નથી ઊંચાં–નીચાં કોઇ માનવી રે
'સૌ એક જ પ્રભુનાં બાળ...

* * *

'લાતો ને ગાળ હવે ખાવી નથી,
'નથી સહેવાં બૂરાં અપમાન રે
'હરિજન જાગ્યા જાગ્યા રે...'

એવાં એમણે કેટલાંયે ગીતો રચી દીધાં અને ૧૯૩૩માં કાઠિયાવાડ ચીરીને હરિજન પરિવ્રાજક સંઘ નીકળેલો એણે એ ગીતો પ્રજાના હૃદય પર ફૂલચંદભાઈના સ્મરણ-ચિહ્ન તરીકે કાયમને માટે મૂકી દીધાં. પાછલા ગીતને તો કેટલાયે નેતાઓએ હરિજનોની 'ક્રુઝેડ'નું–જેહાદનું–પોકારગીત તરીકે વર્ણવ્યું છે.

સ્ત્રીઓના રાસડા હવે જૂના થયા છે. એ કાઢવા જોઈએ એમ તેમણે ઝુંબેશ ઉઠાવી અને નવા રાસડા રચ્યા. એ રાસડા સ્વરાજ વર્ષ દરમિયાન ગાઈને વઢવાણની નારીઓએ મોતીચોકને ગજવી મૂકયો. એમણે જૂનાં લગ્નગીતોને નમાલાં ગણ્યાં અને એને સ્થાને એ જ ઢાળમાં ખાદી ને દેશસેવાના ભાવ આરોપીને નવાં 'લગ્નસરાનાં ગીતો' પ્રકટ કર્યાં. પજુસણમાં ગવાતાં ધર્મનાં જૂની ઘરેડનાં ગીતોને સ્થાને ધર્મનો સાચો આચાર કેવો હોઈ શકે તેનાં ગીતો રચી 'પજુસણનાં ગીતો' નામે તેમણે બહાર પાડયાં.

રાષ્ટ્રીય સપ્તાહમાં ગાવાનાં ગીતો, ગાંધી-જયંતી પર ગાવાનાં ગીતો, ખાદી, સ્વદેશી, ગ્રામોદ્યોગ, દેશસેવા, હરિજનસેવા–બધા વિષયો પર એ ગીતો રચી નાખતા. આદર્શ નેતા, રાજા, પોલીસ વગેરે વિષયો પણ એમાં આવી જતા. જૈનધર્મના જનક મહાવીર અને મધ્રને એમણે નવા સ્વરૂપે ગીતોમાં વણ્યા; બુદ્ધ અને કૃષ્ણને નવા સ્વરૂપે રજૂ કર્યા; ભીષ્મ, રામ અને પાંડવોને એમણે પોતપોતાનાં

કાર્યો સાથે પ્રજા પાસે ગીતોમાં મૂક્યા. પશ્ચિમના સંતો–ઇશુ અને સોક્રેટીસને પણ એમણે પોતાના ગીત–મંદિરે પ્રતિષ્ઠિત કર્યા.

ગીતો રચવામાં એમણે સાદામાં સાદા લોક–ઢાળ લીધા, રાસડાના ઢાળ વાપર્યા, પ્રચલિત નાટકોના ઢાળ લીધા, દુહા અને ભજનોના ઢાળ પણ લીધા. 'સંત બહોંતેરી' અને 'સદ્‌ગુણ છત્રીસી' નામક ગીતની ચોપડી એમણે સળંગ દુહામાં જ રચી છે.

આખા બારડોલી–સંગ્રામને મંદાક્રાંતા, શાર્દૂલવિક્રીડિત, અનુષ્ટુપ, વસંતતિલકા–એવા છંદ–ઢાળમાં સળંગ ૩૦૧ કડીઓમાં એમણે રચી કાઢયો છે એ જાણીને કોઈને પણ આશ્ચર્ય થાય તેમ છે.

ઓછાંમાં ઓછાં તેમણે ૩૦૦ જેટલાં ગીતો રચ્યાં છે. લોક-હૃદયમાં સ્થાન પામી જનાર આ ગીતોને સંકલિત કરીને પ્રકટ કરવા જેવું છે.

## સ્વમાની ને સ્પષ્ટવક્તા

સ્વમાની અને સ્પષ્ટવક્તા તો એમના જેવા કોઈ વિરલ જ હશે. ગમે તેવા અજાણ્યાને કે આમજનને ચોખ્ખે ચોખ્ખું તરત જ સંભળાવી દેવામાં એ કદી ખચકાતા નહિ. અણુમાત્ર પણ સ્વમાનભંગ એ સહન કરતા નહિ–એ માટે જે કંઈ સહન કરવું પડે તે માટે એ કાયમ તૈયાર જ હોય.

વઢવાણમાં ૧૯૩૦માં દારૂબંધી માટે યુવકોએ જબરું આંદોલન મચાવેલું. દરબારગઢ સામે પિકેટિંગ તથા ઉપવાસ કરવાની યુવકોએ તૈયારી કરી. રાજ્ય સમાધાન કરવા તૈયાર થયું, પણ બે–ત્રણ શરતો મૂકેલી, એમાં એક શરત એ હતી કે, "ફૂલચંદભાઈ 'યે શિર જાવે તો જાવે' એ ગીત ન ગાય."

આ ગીત ફૂલચંદભાઈને અત્યંત પ્રિય હતું અને એ દિવસોમાં તો એ ગીત એટલું બધું પ્રચલિત થઈ ગયેલું કે વઢવાણનાં નાનાં બાળકો પણ એની ગર્જનાઓ ગજાવતાં, આથી રાજ્યે એવી માગણી કરેલી.

ફૂલચંદભાઈએ જવાબ આપેલો : 'રાજ્યને ગમે તો ઘેર ઘેર ભલે પીઠાં ખોલી દે, અમારે એવી શરતો નથી જોઈતી. અમારી તાકાત હશે તો દારૂનાં પીઠાં બંધ કરાવશું, નહિ તો ઘેર બેઠાં બેઠાં આ ગીત તો ગાયા જ કરશું. દારૂબંધી લઈને ગાવાનો અધિકાર અમારે વેચી દેવો નથી.'

છેવટ રાજ્ય સમજ્યું અને દારૂબંધી ફરમાવી, જે હજી સુધી વઢવાણ રાજ્યમાં ચાલુ છે.

એક વખત દિવાળી–પ્રસંગે ફાળાની ઝોળી ફેરવવા યુવકો સાથે તે ગયેલા. જેને ત્યાં ગયેલા એ વ્યક્તિ સામે યુવકસંઘને થોડા સમય પહેલાં વિરોધ કરવો પડેલો. ફૂલચંદભાઈ દૂર બેઠા હતા ત્યાં પૈસા દેનાર વ્યક્તિ યુવકોને કહેતા હતા : 'તમે અમારી પાસેથી વરસ દહાડે પૈસા લેવા આવી પહોંચો છો અને પછી એ જ પૈસાનો ઉપયોગ અમારી જ સામે થવામાં કરો છો...'

ફૂલચંદભાઈએ આ સાંભળ્યું કે તરત યુવકોને બોલાવ્યા. એ વ્યક્તિએ જેટલા પૈસા આપ્યા હતા તે ઝોળીમાંથી કઢાવ્યા અને પાછા આપી દેવાનું કહી જણાવ્યું : 'એ ભાઈ તો આપણને લાંચ દેવા માગે છે. મારા પૈસા લઈ જાઓ, પણ મારી સામે ન થતા ! આપણને એ ન પોસાય.'

પૈસા પાછા દઈ તરત જ ત્યાંથી ચાલી નીકળ્યા.

ઝાલાવાડીઓ આખાબોલા કહેવાય છે. ફૂલચંદભાઈ એ રીતે અસલ ઝાલાવાડી હતા. તદ્દન નિરાડંબરી, નિખાલસ ભાષા–જેવું હૈયે તેવું જ હોઠે, જરાયે દંભ નહિ, તેમ ચીડ નહિ. એમના પારદર્શક દેહ જેવી જ એમની સીધી,–સચોટ ભાષા, પણ એમનું સત્યવક્તૃત્વ એટલું તો દંશ કે દ્વેષથી રહિત હતું કે કટુ લાગવા કરતાં વધુ તો સામાના મનમાં એ સંક્ષોભ મચાવતું.

જાહેરજીવનની શરૂઆતમાં એમનાં એક બહેન ગુજરી ગયેલાં. ઝાલાવાડમાં મરણ પછી લોકિક આવનારને ઘી–ભરેલ તપેલામાં

રોટલીઓ ઝબોળી ઝબોળીને ખવરાવવાનો રિવાજ હોય છે. ફૂલચંદભાઈએ ઘેર કાણે આવનારને કહી દીધુંઃ

'મારે ઘેર વિવાહ નથી માંડયો કે ઘીમાં ઝબોળી ઝબોળી રોટલીઓ પીરસું. મારી બેન મરી ગઈ હોય ત્યારે કયે મોંએ એ પિરસાય? જેને જોઈએ એ પ્રમાણે લઈ લ્યો.'

ગયે વરસે એમનાં મા મરી ગયાં ત્યારે રોકકળ કે રામધૂન વગરની તદ્દન શાંત સ્મશાનયાત્રા કાઢેલી, સ્મશાનેથી જ સૌ પોતાને ઘેર ચાલ્યા ગયેલા. સગાંવહાલાંને બધાંને તેમણે લખી નાખ્યું કે, 'કોઈ કાણે આવશો નહિ.'

એક વખત એ મોટો ફાળો કરવા એક સાથીદાર સાથે મુંબઈ ગયેલા. સાથીદારે ફાળો આપનાર શેઠને ધીમે ધીમે સમજાવવાની શરૂઆત કરી. એક એક મુદ્દા મૂકતા ગયા ને અમુક જ રકમનો ફાળો આપવા માટે માગણી કરી. ફૂલચંદભાઈ ત્યારે કાંઈ ન બોલ્યા અને શાંત બેસી રહ્યા. બહાર નીકળ્યા પછી સાથીદારને કહેઃ 'નકામી આવી પડચ શું કામ કરતા હશો? એક પછી એક આમ ને તેમ સમજાવીને નકામો એની દાઢીમાં હાથ શા માટે નાખવો જોઈએ? પૈસા ક્યાં આપણને આપે છે, કામને આપે છે ને? જે કામ કરવાનું છે એ કહી દઈએ, પછી આપવું હોય તો આપે, નહિ તો રહેવા દે. આપણને તો જેટલા પૈસા મળશે એટલું કામ કરશું ને સંતોષ માનશું.'

કેળવણીમંડળનું મકાન ચણાતું હતું, ત્યાં જ રાષ્ટ્રીય શાળામાં હરિજન–પ્રવેશ અંગે વિરોધ ઊભો થયો. શાળા બંધ પડશે એમ જ લાગ્યું. કોઈ સંબંધીએ સૂચના કરીઃ 'એ શાળા તો બંધ જ થાય એમ લાગે છે, તો આ ચણાતાં મકાન બંધ કરીને પૈસા સાચવી રાખો તો આગળ ઉપર કામ લાગે. પછી કોઈ પૈસા આપશે કે નહિ એ કોને ખબર છે!'

ફૂલચંદભાઈએ કહ્યું : 'ના રે ના. આપણી પ્રવૃત્તિની પ્રજાને જરૂર લાગશે તો પૈસા આપશે. આપશે તો કામ કરશું, નહિ તો બેસી રહીશું. એમ માથે પડીને કામ કરવા માટે પૈસા સંઘરી રાખવાની જરૂર નથી.'

હરિજન–આશ્રમ કર્યા પછી થોડાક જ મદદ કરનાર રહેલા. એમાંના એક જણને તે વખતના દીવાન સાથે મતભેદ પડતાં એણે, દીવાન બરાબર નથી માટે એનો વિરોધ કરીને ફેરવવા જોઈએ, એમ ફૂલચંદભાઈને આડકતરી સૂચના કરી. ફૂલચંદભાઈએ એવી કાંઈ જરૂર નથી એમ જણાવ્યું. ધીમે ધીમે પેલા ભાઈ પૈસા ઓછા આપવાનું કરતા ગયા. ફૂલચંદભાઈને પાછળથી એના કારણની ખબર પડેલી, પણ કાંઈ બોલ્યા વગર યથાશક્તિ કામ કર્યે ગયા.

આટલા સ્વમાની છતાં ફૂલચંદભાઈ સમય પારખીને જ ચાલતા.

એમના જ પ્રયાસથી વઢવાણમાં હોટેલો બંધ થયેલી. એ ખોલી નાખવા ૧૯૩૬–૩૭માં રાજ્ય વિચારતું હતું. ફૂલચંદભાઈએ બંધ કરાવેલ હોટેલો ખૂલી જાય એમાં એમનું અપમાન કહેવાય એમ જાણી યુવકોએ એનો વિરોધ કરવા માટે તૈયારી કરી અને ફૂલચંદભાઈને વાત જણાવી. પણ યુવકોમાં એમને એટલું બધું જોર ન ભાસ્યું. એમણે બધાને ચકાસીને કહી દીધું કે, 'મારું માન સાચવવા માટે જ તમે આ પગલું ભરવા તૈયાર થાઓ છો, પણ તમારામાં તાકાત નથી માટે કાંઈ કરવું રહેવા દો. મેં હોટેલો બંધ કરાવેલ ત્યારે મારામાં યે તાકાત હતી ને પ્રજામાં યે તાકાત હતી. તમારામાં ને પ્રજામાં તાકાત આવશે, ત્યારે હોટેલો એની મેળે બંધ થઈ જશે.'

## નિખાલસ ઉગ્રતા

ફૂલચંદભાઈનો મિજાજ ભારે તેજ ગણાતો. ક્યાંક આપણા પર કોપાઈ જશે એવી બીક હરકોઈને એમની પાસે જતાં લાગતી. એમની સાથે સતત ૩–૪ વર્ષ નિકટ રહેલ અને છેલ્લાં ૯–૧૦ વર્ષથી સતત

સંપર્કમાં રહેનાર એક કાર્યકરને પૂછતાં જવાબ આપેલ કે, 'ફૂલચંદભાઈ કોપ કરતા ખરા, પણ માત્ર સૈદ્ધાન્તિક શિથિલતાની જ બાબતમાં. ૩–૪ વર્ષ અમે સાથે હતા ત્યારે અંગત બાબતમાં એ કોઈ દિવસ ચિડાયા હોય એવો પ્રસંગ મને યાદ નથી. ત્રણ વર્ષમાં એક જ વાર એ મારા પર ચિડાઈ ગયેલા.

મોટા સત્યાગ્રહના એ દિવસો. અમે સૌ સૈનિકો આશ્રમમાં પડયા રહીએ અને ગામમાંથી રોજ તેડાં આવે ત્યાં જમવા જઈએ. લોકો ભાવપૂર્વક ભાતભાતની વાનીઓ જમાડે. જમવામાં ક્યારેક બાઈએ રાંધેલું બધું ખુટાડી દેવાની મીઠી હરીફાઈઓ પણ થાય. એ વિષે એક દિવસ અમે જમી આવીને તડાકા મારતા હતા ત્યાં ફૂલચંદભાઈ સાંભળી ગયા. એ તરત જ અંદર આવ્યા અને બોલ્યા:

“તમે કયે મોઢે આ તડાકા મારો છો? એક બાઈ ધુમાડો સહન કરીને પંદર જણનું રાંધે, એ તમે પાંચ જણા ખાઈખદેડીને નિરાંતે એની લહેર ઉડાવો છો, એની શરમ નથી આવતી? તમે સૈનિક થયા અને એક વાર જેલમાં જઈ આવ્યા એટલે શું એમ માનો છો કે દેશનું ભારે ઉજાળી દીધું અને ગમે તેમ કરવાનો તમને હક્ક મળી ગયો?”

કહીને એ જતા રહ્યા. બીજા જ દિવસથી અમે આશ્રમમાં હાથે રાંધવાનું શરૂ કરી દીધું અને કાચાંપાકાં ભાખરી–શાક ખાવા મંડી પડયા. ફરીને કદી ક્યાંયે જમવા ન ગયા.

એવો જ એક પ્રસંગ વઢવાણ યુવકસંઘના કાર્યકરોને સાંપડેલો.

રાજકોટ–સત્યાગ્રહમાં વિજય મળેલો. જેલમાંથી છૂટેલા ફૂલચંદભાઈનું સ્વાગત કરવાનું યુવકસંઘે ઠરાવ્યું. ફૂલચંદભાઈએ સ્વાગતની ધમાલ કરવાની પ્રથમ ના પાડેલી, પણ છેવટે માંડ હા પાડી. વઢવાણ સ્ટેશન તે ઊતર્યા. જોયું ત્યાં ચાર ઘોડાની બગી શણગારેલી ઊભી છે, માર્ગે માર્ગે ધ્વજા–પતાકા ફરકે છે, વચ્ચેવચ્ચે મંડપો ખડા થઈ ગયા છે, બેન્ડ ગીત ગાઈ રહ્યાં છે. તરત જ એમની આંખ ફરી, પણ

એ વખતે એ કાંઈ ન બોલ્યા. સરઘસ પૂરું થયું કે તરત જ યુવકસંઘના મંત્રીને બોલાવ્યા, પૂછ્યું, : 'કેટલું ખર્ચ આ બધામાં કર્યું ?'

મંત્રીએ બીતાં બીતાં જવાબ આપ્યો : '૪૦–૫૦ રૂપિયા.'

'વઢવાણની પ્રજાએ તમને રૂપિયો–બે રૂપિયા કરીને જે ફાળો આપ્યો છે તે ફૂલચંદનાં સામૈયાં કરવામાં ઉડાડી દેવા, એમ ? રૂપિયા લેતી વખતે લોકોને કહ્યું હતું કે રૂપિયાનો આ ઉપયોગ થવાનો છે ?'

મંત્રી શું બોલે ?

'ઘરમાં નાણાં ખખડતાં હોય તો આ ખર્ચના પૈસા એમાંથી ભરી દેજો અને ફરીથી પ્રજાના પૈસા આમ કદી ન વાપરતા.'

રાજકોટમાં મળેલ કાઠિયાવાડ રાજકીય પરિષદની મહાસમિતિની બેઠક ચાલતી હતી. અમુક યુવાનોએ રાજ્યોનો 'સીધો સામનો' કરવાનો ઠરાવ પેશ કર્યો હતો અને એ ઠરાવ પસાર કરવા માટે ધગધગતાં ભાષણો આપી રહ્યા હતા. ઠરાવ ભારે ચર્ચાસ્પદ થઈ ગયેલો. પરંતુ સીધો સામનો કરવાની હજી તાકાત નથી આવી એ ફૂલચંદભાઈ સમજતા હતા. માંડ માંડ ઊભી થયેલી પરિષદ આવા ઠરાવોથી ભાંગી પડે એમ તેમને લાગ્યું, એટલે સૌથી છેલ્લે એ ઊભા થયા અને બોલી ઊઠયા : "'સીધો સામનો, સીધો સામનો' કરો છો, પણ સીધો સામનો કરવાની તાકાત કોઈએ માપી છે ખરી ? માંડમાંડ પરિષદ ઊભી થાય છે એની પાસે આવો ઠરાવ કરાવવો એટલે તો માંદા માણસને દૂધપાક ખવરાવવા જેવી વાત થાય. આ મહાસમિતિના ૧૩૫ સભ્યોમાંથી કેટલા સીધો સામનો કરવા તૈયાર છે એ પૂછયું છે ? જો કોઈ સીધો સામનો કરવા તૈયાર ન હોય તો એવી પરિષદનું મંત્રીપદ મારાથી ન લેવાય." આમ કહેતાં કહેતાં એમનું આખું શરીર ધ્રૂજી ઊઠયું અને લાલ લાલ થઈ ગયું. છેલ્લે છેલ્લે એમણે ઉમેર્યું : 'અલબત્ત, મહાસમિતિના આ ૧૩૫ સભ્યો તૈયાર હોય તો સીધા સામનામાં પહેલું નામ મારું નોંધી

લેજો !' એમ કહી ટોપી પછાડીને એ બેસી ગયા. એમનો આ આવેશ અને ઉગ્રતા જોઈને કેટલાકને હસવું આવેલું, પણ ત્યાર બાદ સીધા સામનાનો એ ઠરાવ પડતો મુકાયો.

ખરે વખતે એ કોઈનું નહિ સાંખી લે એવા એમના તેજ મિજાજથી સૌ વાકેફ ખરા જ. એ સભામાં હાજર હોય પછી સભામાં કોઇ ચૂં કે ચાં બોલે નહિ—નીરવ શાંતિ હોય. એ રાજકોટ-સત્યાગ્રહમાં જવાના હતા ત્યારે વિદાય આપવા વઢવાણમાં જંગી સભા ભરાયેલી. વધારેપડતી હાજરીને કારણે સભામાં હોહા થવા લાગી. સ્વયંસેવકોએ ઘણો પ્રયાસ કર્યો પણ લોકો શાંત ન થયા. તુરત જ ફૂલચંદભાઈ ઊભા થઈને ત્રાડી ઊઠયા:

'રાજકોટમાં તમારાં ભાઈબેનો માથાં ફોડાવે છે, જેલમાં જાય છે, હેરાન થાય છે અને તમે આંહીં સભામાં આવી મોઢામાં જીભેય ઘાલી શકતાં નથી ને શાંત બેસી શકતાં નથી? શરમાઓ, શરમાઓ ! ન બેસી શકતાં હો તો ચાલ્યાં જાઓ અહીંથી !'

જાણે સોપો પડી ગયો હોય તેમ લોકો શાંત થઈ ગયાં અને સભા ચાલી ત્યાં સુધી ન હલ્યાં કે ન ચલ્યાં.

એક ગાંધીજયંતીના પ્રસંગે એમના સાથીદાર શ્રી. ચુનીલાલ દાદભાવાલા તથા બીજાઓએ હરિજન બાળકોને પોતાને ત્યાં જમાડયાં. નાતમાં અનેક અફવાઓ ચાલી અને તેમને નાત બહાર મૂકવા અગ્રણીઓએ વિચારણા કરી. ફૂલચંદભાઈ સિવાય એ ભાઈઓને ન્યાતની સભા પાસે બોલાવેલા. છેવટનો નિર્ણય કરવાનું બીજા દિવસ પર રાખ્યું. બીજે દિવસે ફૂલચંદભાઈ ૨૦૦ અગ્રણીઓની એ સભામાં પહોંચ્યા. તેમને જોતાં જ બધા ડઘાઈ ગયા. પાછલે બારણેથી એક પછી એક બધા સરકવા મંડયા. પાછળ માત્ર ગુમાસ્તાઓ જ રહ્યા ! બહાર સૌ દુકાને દુકાને ઢૂંચલો વળી ચર્ચા કરવા લાગ્યા. ફૂલચંદભાઈ ઊભા થયા અને બોલ્યા, 'નાત બહાર મૂકવા હોય તો હરિજનોને અડનાર બધાને મૂકો ને ? શા માટે થોડાક ભાઈઓને જ

મૂકો છો ? અને છાનામાના ચર્ચા કરો મા. કુલડીમાં ગોળ નથી ભાંગવો. જે હોય તે અહીં ચોખ્ખુંચટ કહી નાખો એટલે ખબર પડે.'

ધીમે ધીમે ગુમાસ્તાઓ પણ સરકી ગયા, સૌથી છેલ્લે સાથીદારો સાથે એકલા ફુલચંદભાઈ બાકી રહ્યા તે આવતા રહ્યા. તે પછી કદી કોઈને નાત બહાર મૂકવાનું નામ વઢવાણમાં ન લેવાયું.

ફૂલચંદભાઈ '૩૦ના રાષ્ટ્રીય સંગ્રામ વખતે ભાવનગર પરદેશી કાપડનું પિકેટિંગ કરવા ગયેલા. ભાવનગરના મહાજનને વાટાઘાટ કરવાની ઇચ્છા ખરી, પણ ફૂલચંદભાઈ સાથે કોઈ વાટાઘાટ કરવા આવવાની હિંમત કરી ન શકે. એમ ને એમ ત્રણ દિવસ નીકળી ગયા. ચોથે દિવસે સ્વ. મણિલાલ કોઠારી આવ્યા ત્યારે એમની દ્વારા વાટાઘાટ ચલાવી અને કામ પતાવ્યું.

ભાવનગર પિકેટિંગ વખતે એક સૈનિક થોડા દિવસની રજા લેવા ગયો. ફૂલચંદભાઈએ પૂછ્યું, 'ક્યારે આવી પહોંચશો ?'

'મંગળ અથવા બુધવારે, છેવટ ગુરુવારે તો ખરો જ.'

ફૂલચંદભાઈએ કહ્યું: "સાંભળ, હું પણ એક દિવસ આશ્રમમાં હતો ત્યારે વઢવાણ જવા માટે મહાત્માજીની રજા લેવા ગયેલો. બાપુએ મને પૂછતાં મેં કહ્યું કે, 'શનિવારે કે રવિવારે આવી જઈશ.' બાપુએ કહ્યું, 'એમ ન ચાલે.' ચોક્કસ સમય માગતાં મેં શનિવારે બપોરે આવી જવા જણાવ્યું. બાપુ બોલેલા, 'કાં તો ફૂલચંદ શનિવારે બપોરે બાર વાગે અહીં હાજર હોય, કાં એ માંદો છે એવો કાગળ હોય અથવા મરણ પામ્યો છે એવો તાર હોય—આ ત્રણ સિવાય ચોથી બાબત સંભવે નહિ.' બોલ, તું શું કહે છે ?"

સૈનિકે ચોક્કસ સમય આપ્યો અને એ જ વખતે હાજર થયો.

## લોકશાસનવાદી

ફૂલચંદભાઈ સૈદ્ધાંતિક બાબતમાં ખૂબ આગ્રહી હોવા છતાં સંસ્થાઓ ચલાવવામાં એ બહુમતીને જ સ્વીકારતા. વઢવાણ યુવક-

સંઘમાં મોટાઓના દળ સામે નાના યુવકોને વાંધો હતો. એમની ફરિયાદ સાચી હતી, પણ ફૂલચંદભાઈએ જણાવેલું: 'જ્યાં સુધી એમની બહુમતી છે ત્યાં સુધી આપણાથી એમની પાસેથી વ્યવસ્થા કેમ લઈ શકાય? તમને બહુ લાગતું હોય તો બહુમતી ઊભી કરો.'

યુવકોએ કહ્યું: 'બહુમતી તો અમે કરીએ, પણ અમને નાના જાણીને કોઈ મદદ ન કરે તો એનું શું?'

'તો હું બેઠો છું, હું તમારી સંસ્થાનો પ્રમુખ થઈશ, જાઓ.'

યુવકોની બહુમતી થઈ, ફૂલચંદભાઈ પ્રમુખ થયા ને વર્ષો સુધી રહ્યા.

યુવકસંઘના એક સભ્ય ચુનીલાલ ચુડગરે ટ્રામ સામે ઉપવાસ શરૂ કરેલા. ગામનો પણ એમાં સાથ હતો અને યુવકસંઘના ઘણા કાર્યવાહકો એમાં હતા એટલે સહેજે યુવકસંઘની એ લડત બની ગઈ. ફૂલચંદભાઈ યુવકસંઘના પ્રમુખ હતા. એમનો આ ઉપવાસ સામે વિરોધ હતો. યુવકોને તેમણે આ વાત જણાવી. યુવકોએ કહ્યું: 'પણ કાર્યવાહકોની બહુમતી આમાં માને છે.'

ફૂલચંદભાઈએ સામાન્ય સભા બોલાવવા કહ્યું. બોલાવાઈ. સામાન્ય સભાની બહુમતી પણ ઉપવાસની તરફેણમાં જણાઈ એટલે ફૂલચંદભાઈએ માત્ર એટલું કહ્યું કે હું અંગત રીતે આનો વિરોધી છું એમ મારે પ્રજાને જણાવવું પડશે–પણ ત્યાં તો સમાધાન થઈ ગયું.

હરિજન–આશ્રમના ખર્ચ માટે ખૂબ મુશ્કેલી રહેતી. ફૂલચંદભાઈ એ માટે દિવાળીના પડવાને દિવસે ઝોળી ફેરવી લાવતા ને ખર્ચ મેળવી લેતા. પણ નાના યુવકોએ સંઘ સંભાળતાં એમને ખર્ચની ખેંચ પડવા લાગી. તેઓએ પડવાને દિવસે ઝોળી ફેરવવાનો વિચાર ફૂલચંદભાઈને જણાવ્યો. એમણે તરત જ હા પાડી અને તે દિવસે બે ઝોળી ન ભટકાય માટે આશ્રમના ખર્ચ માટે શું થશે એની જરા યે ચિંતા કર્યા વગર પોતે ઝોળી ફેરવવી બંધ કરી. એક–બે વર્ષ બાદ યુવકોએ એમની જ ઝોળીમાં અમુક સ્થળે આવવા જણાવ્યું તે પણ સહેજે તેમણે સ્વીકાર્યું અને ૪–૫ વર્ષ સુધી યુવકો સાથે ગયેલા.

**એ મુક્ત હાસ્ય !**

મીઠી ખંજરી સમું સેંકડો માણસોમાં યે જુદું તરી વળે એવું એમનું ખડખડાટ મુક્ત હાસ્ય તો અજોડ હતું. ગમે એવા રોષે ભરાયા બાદ બીજી જ ક્ષણે સામી વ્યક્તિના રોષ પર એમના ખડખડાટ હાસ્યથી અમીવર્ષણ કરાવીને એ હસાવી મૂકતા.

વઢવાણ રાજકીય પરિષદ વખતે એક કાર્યકરે કાંઈક દોષ કરેલા. ફૂલચંદભાઈ ખિજાઈને બોલી ઊઠયા: 'ગધેડો છો ગધેડો! આમ કામ થાતાં હશે?'

કોઈ આપ્તજને હળવેકથી કહ્યું: 'ફૂલચંદભાઈ, આપને મોઢે કોઈને માટે 'ગધેડો' એવો શબ્દ શોભે?'

'તો એ શબ્દ બોલનાર હું દોઢ–ગધેડો!' કહેતાકને ફૂલચંદભાઈ ખડખડાટ હસી પડયા.

એમની મજાકવૃત્તિ પણ એવી જ હતી. જીવનમાં પળે પળે ઝૂઝતાં ઝૂઝતાં પ્રાપ્ત થતી આપત્તિ પર જાણે એ મજાક અને હાસ્યનાં અસ્તર ઢાંકીને દુ:ખને ઠોકરે ઉડાવ્યે જતા હતા.

કાઠિયાવાડના સત્યાગ્રહોમાં અને જેલોમાં પોતાને પડેલી હાડમારીઓ એ પોતાની રમૂજભરી શૈલીએ વર્ણવી બતાવતા ત્યારે શ્રોતાજનો એ સાંભળીને પેટ પકડી હસી પડતા.

આ રમૂજવૃત્તિમાં એમની દર–અસ્સલ ઝાલાવાડી ભાષા અને લહેકો પૂરક બનતાં. કોઈ મિત્ર કે સૈનિક આવતાં જ દૂરથી પડકારો કરે: 'કિયો સે ઈ! ઓરો આવ્ય, ઓરો આવ્ય. આંઈ હેઠો બેસ્ય હેઠો. કાં, કેમ સો?'

* * *

રાજકીય પરિષદ પુનર્જીવિત થયા બાદ એની કારોબારીની એક બેઠક વઢવાણ આશ્રમમાં મળેલી. ઢેબરભાઈનો રાજકારણમાં તાજેતરનો પ્રવેશ. શંભુભાઈ અને જોરસંગ કવિ પોતાની વાતો સૌ વચ્ચે કરતા

હતા અને ફૂલચંદભાઈ એમાંથી હાસ્યજનક મુદ્દાઓ ઉઠાવી સૌને હસાવતા હતા, પણ ગંભીર ઢેબરભાઈ હસે નહિ–હસે તો પણ આછું આછું જ. ફૂલચંદભાઈ બોલી ઊઠ્યા, ‘એ ઢેબરભાઈ! આમ તોળી તોળીને હસશો તો આ રાજકારણના ભાર નહિ ઉઠાવી શકાય હો? મોઢું ખોલીને મોકળે મને હસો તો બમણું કામ થશે!’

આ હાસ્ય અને રમૂજવૃત્તિ તો એમનામાં છેવટ સુધી રહેલાં. મૃત્યુ પહેલાં એકાદ મહિને શ્રી. નાનાભાઈ ભટ્ટ એમને મળવા આવેલા. નાનાભાઈ એમની લાક્ષણિક ઢબે વિદાય થતાં હાથ જોડીને બોલ્યા : ‘કાંઈ આજ્ઞા?’

ફૂલચંદભાઈ બોલ્યા : ‘હવે આજ્ઞા તમારી!’

‘કેમ?’ નાનાભાઈએ પૂછ્યું.

‘હવે તો થોડા વખતમાં તમારી બાલસેનામાં આવીને જોડાઈ જઈશ ત્યારે તમારે જ આજ્ઞા કરવાની રહેશે ને?’

નાનાભાઈ પણ ક્યાં હટે તેવા હતા? એ બોલ્યા : ‘પણ અમેય તમારી પછવાડે આવી લાગશું ને? ત્યાં તો તમે અમારા કરતાં મોટા થઈ ગયા હશો અને આજ્ઞા કરવાની તમારે જ રહેશે.’

મૃત્યુ પહેલાં ચાર દિવસે ઢેબરભાઈનાં પત્ની મનુબેન એમને મળવા આવેલાં. તે દિવસે સાંજે ફૂલચંદભાઈએ ઢેબરભાઈને કહેલું: ‘આજથી ચાર દિવસ પછી જીવતો હોઉં તો મારું નામ બીજું પાડજો! અને નામ પાડે મનુબેન!’ બરાબર ચોથા જ દિવસે એ અવસાન પામ્યા.

## આદર્શ પરિણીત બ્રહ્મચારી

કાકાસાહેબે ફૂલચંદભાઈને અંજલિ અર્પતાં ‘સર્વોદય’ (ઑક્ટોબર, ૧૯૪૧)માં લખ્યું છે કે:

> ‘આદર્શ શિક્ષક, આદર્શ સૈનિક, આદર્શ સત્યાગ્રહી, યુદ્ધમાન જનતાના શાયર અને આદર્શ પરિણીત બ્રહ્મચારી—આટઆટલી વિવિધ વિભૂતિઓથી ફૂલચંદભાઇનું જીવન શોભતું હતું.’

ફૂલચંદભાઈ પરણ્યા હતા છતાં એટલી સ્વાભાવિકતાથી તેમણે બ્રહ્મચારી જીવન ગાળેલું કે એ તરફ ઘણા ઓછાનું ધ્યાન ગયેલું છે. તેમણે બ્રહ્મચર્યની રીતસર બાધા નહિ લીધેલી, પણ ૧૯૨૪માં શારદાબેનને સુવાવડ–પ્રસંગે ભારે માંદગી શરૂ થયેલી અને આંચકી ખૂબ આવવા લાગેલી. એ સમયે ફૂલચંદભાઈ બહારગામ ગયેલા ત્યાંથી તેમને તાર કરીને બોલાવવા પડેલા. આ વખતે તેમણે બ્રહ્મચર્ય પાળવાનો નિર્ણય કર્યો અને એને આદર્શ રીતે આખર સુધી પાળી બતાવ્યો. જાહેરજીવનથી અલગ ખાનગી જીવન જેવું એમને હતું જ નહિ. અખંડ કાર્યથી જ પોતાના જીવનને ભરચક ભરી દેનાર એ કર્મયોગીને બ્રહ્મચારી જીવન સાવ સ્વાભાવિક બની ગયેલું. એમના આ જીવનમાં શારદાબહેને પૂરેપૂરો સાથ આપ્યો અને એમણે પણ પોતાના જીવનને અખંડ કર્મશીલતા સાથે નાંગળી દીધું, અને દૈહિક સંતતિ કરતાં કાર્ય–સંતતિનો વારસો આ દંપતીએ પ્રજા પાસે ધર્યો.

## અખંડ કર્મવીર

૧૯૧૯માં ફૂલચંદભાઈ આશ્રમ છોડીને વઢવાણ આવી વસ્યા ત્યારથી જીવનના અંત સુધી એમણે એકએક વર્ષ પાસેથી જાણે નિચોવી નિચોવીને જ કામ લીધું છે. એમણે સમાજ, રાજકારણ, ધર્મ વગેરેમાં અનેક સડા જોયા; પ્રજાજીવનનાં મૂળને એથી સડતાં જોયાં અને એ બધાના નાશ માટે એ કટિબદ્ધ થયા. એમણે ઊંચા આદર્શ સામે નજર રાખીને ધરતીની સપાટી પર સ્વચ્છતાનું કામ આરંભી દીધું. એકલું ખંડનાત્મક જ નહિ, મંડનાત્મક કામ પણ તેમણે સાથે ઉપાડ્યું. સરકારી કેળવણી સામે રાષ્ટ્રીય કેળવણી; અસ્પૃશ્યતા સામે હરિજન–સ્વીકાર, હરિજનશાળા, આશ્રમ; પરદેશી વસ્તુઓ સામે સ્વદેશી ને ખાદીનો પ્રચાર; જૂનાં લગ્નગીતો અને પજુસણનાં ગીતો સામે નવાં રાષ્ટ્રીય ગીતો. મ્યુનિસિપાલિટીની સુધારણાની પ્રવૃત્તિ આદરી એ સાથે જ પોતે મિત્રો સહિત પાવડા, સાવરણા, કોદાળી વગેરે લઈ શેરીઓ સાફ કરવા ઊપડ્યા.

તે કલકત્તા ફંડ કરવા ગયેલા. મોટા શહેરમાં ફંડ તો ફોન મારફત ચાલે એટલે ઘણો સમય નવરાશ રહે. એમણે નવરાશના વખતમાં 'સંત બહોંતેરી' નામક ગીત–પુસ્તક લખી નાખ્યું.

બારડોલી–યુદ્ધ પૂરું થયું હતું. થોડો સમય ત્યાં રોકાવાનું હતું. તરત જ એમણે બારડોલીનો સત્યાગ્રહ કાવ્યરૂપે રચી કાઢયો. રાનીપરજમાં બદીરૂપે પેસી ગયેલા દારૂના નિષેધનાં ગીતો રચી કાઢયાં અને દારૂનિષેધનો પ્રચાર ત્યાં આદરી દીધો.

માંદા થયા પછી યુવકો પાસે 'હરિજનબંધુ'ની ફાઈલોનું વાચન શરૂ કર્યું. એમને પોતાને ગાંધીજીના સારા સારા લેખો પોતાને હાથે લખી રાખવાનો ઘણો શોખ હતો. એ ફાઈલો યુવકો પાસે વાંચતા. એમને ઇસુખ્રિસ્તનું જીવન ખૂબ ગમતું. વધસ્થંભ સાથે જડેલ ઇસુખ્રિસ્તનું ચિત્ર એમને ઘણું બળપ્રદ લાગતું. આ બધાં લખાણો યુવકોને એ વાંચી સંભળાવતા. જરા શરીરને ઠીક થયેલું કે તરત જ યુવકોને રેંટિયો શીખવવા બેસી ગયેલા !

કોઈ કહેતું : 'માંદા માંદા કાં આટલો બધો પરિશ્રમ ઉઠાવો ?'

એ જવાબ દેતા : 'આટલા યુવાનોમાંથી એકાદો ય જો નીકળી આવશે તો મારો પરિશ્રમ લેખે લાગી જશે—એ આશાએ.'

ખૂબ માંદા પડયા એટલે વાચન વધાર્યું; હરીફરી શકાય તેમ ન હતું તેથી આત્મકથા લખવી શરૂ કરી; પોતાનાં ગીતો સુંદર અક્ષરે એક મોટા ચોપડામાં પથારીમાં પડયાં પડયાં લખવા લાગ્યા; શ્રી. રિચાર્ડ ગ્રેગના પુસ્તક Power of Non-violence નો અનુવાદ શરૂ કર્યો.

આમ લગાતાર બાવીસ બાવીસ વર્ષ સુધી એમણે અખંડ કર્મ-યોગીનું જીવન વિતાવ્યું. જીવનમાં એમને આરામ નહોતો, વિરામ નહોતો, માત્ર મૃત્યુ જ પૂર્ણવિરામ બન્યું.

વિચાર, વાણી અને વર્તનમાં જો એકધારિતા જોવી હોય તો જુઓ ફૂલચંદભાઈનું જીવન એમ કહી શકાય. જેવું વિચારે તેવું જ બોલે.

માને કાંઈક અને બોલે બીજું એવું એમના જીવનમાં બન્યું નથી. માને તેવું જ આચરી બતાવે—આથી જ તો ગજગજ ભરવાનો ડોળ કરનારા અને ખરે ટાણે તસુ યે નહિ વેતરનાર લાંબાંલચ ભાષણકર્તાઓ કરતાં, બોલ્યા પ્રમાણે આચરી બતાવનાર આ કર્મવીરથી કાઠિયાવાડનાં રજવાડાં ડરતાં.

એમના જીવનમાં સૂત્રવાક્ય હતું: 'કિસ્મત ક્યાંથી ભારત-હિત કાયા ઢળે રે.' જીવનપર્યંત આ સૂત્રને તે ઉપાસતા રહ્યા. છેલ્લા દિવસોમાં યે એ વાતનું જ એમને રટણ હતું. સ્વપ્નાં પણ એનાં જ આવતાં. છેલ્લું સ્વપ્ન એવું આવેલું–જાણે પોતે ગાંધીજીના આશ્રમમાં બાળવેશે અન્ય બાળકો સાથે દોડી રહ્યા છે. ગાંધીજી આવે છે, તેમને ન ઓળખી શકવાથી પૂછે છે: 'કોણ એ?' નાનો બાળક કહે છે: 'ભૂલી ગયા મને? એ તો હું ફૂલચંદ!'

છેલ્લી સતત અને દુઃખકારક માંદગીને એ તદ્દન શાંતિથી સહન કર્યે જતા હતા. આખા જીવન દરમિયાન હરપળે ઝૂઝી રહેલા એ લડવૈયાના મોઢામાં આવી સખત માંદગી દરમિયાન પણ આ જ શબ્દો નીકળતા કે: 'જીવવાનો મોહ હવે રહ્યો નથી, મોક્ષની પણ અભળખા નથી, એક માત્ર ઇચ્છા છે કે મૃત્યુ બાદ એવે સ્થળે અવતરું, જ્યાંથી દલિતોની સેવામાં વહેલામાં વહેલો જોડાઈ જાઉં.'

ફૂલચંદભાઈ આ રીતે આવતા મૃત્યુ માટે બરાબર તૈયારી કરીને બેઠા હતા. તેમણે પોતાના મૃત્યુ બાદ રડવાકૂટવાની ના પાડી, માત્ર પ્રભુપ્રાર્થના કરવાનું કહેલ. પોતાના મૃતદેહ પાસે રાષ્ટ્રધ્વજ, ગાંધીજીની છબી અને ધૂપ રાખવાનું કહી રાખેલ. વર્ષો સુધી પોતાની સાથીદાર બની ગયેલ કેસરિયા શાલ પોતાને ઓઢાડવાની સૂચના આપેલ. અવસાન થયું અને એ જ કેસરિયા શાલ ઓઢીને, પોતાની જ કર્મભૂમિ સમા આશ્રમના ચોકમાં, જ્યાં હરકોઈ સંગ્રામમાં જતાં પહેલાં વિદાયસભા ભરાતી તે જ ચોકમાં, તેમણે અનંત સમાધિ લીધી.

●

## ભોગાવાની રેતના હે તપસ્વી!

વીરા ! તારી આ છબીને મથાળે
માંડેલા છે શબ્દ કે 'મોત સાથે
તું ખેડે છે જીવવાનું ધિંગાણું ! '

જૂઠું ! જૂઠું ! હું કદાપિ ન માનું,
એવાં જુદ્ધ નો'ય ટંકાર તારાં
આયુધોના : તું સિપાહી અનોખો;
સંકેલ્યા તેં ક્યારના સૈન્યવેશ.

ને આ જૂની ગોદડી જિંદગીની,
ગંધાતી ને ત્રાગ–ત્રાગે જળેલી,
એને કાજે વિક્રમે કાગ ખાધો !
તારા એવા નો'ય કંગાલવેડા.

ને મૃત્યુની એવડી શી મજાલ,
કે તું જેવા વીર શું બાથ ભીડે !
મૃત્યુ તો છે ગીધડાંનું કુટુંબી,
લોચા તોડે ફક્ત એ તો શબોના.

ભોગાવાની રેતના હે તપસ્વી !
રા'ની રાણી દેવડીની ચિતાને
બેઠો છે તું તાપતો હે જતિ શા !
વર્ષોથી ?—ના, ના, યુગોથી અકેલો.

એ ધૂણીનો દેવતા ખેર કેરો
થાતા હેતો સોરઠી કોતરોનાં

શીતે થીજ્યાં ખેચરો—ભૂચરોને,
એ માંહેલું કોહલું એક મૃત્યુ.

જોગી!—એવો બોલ હું વાપરું છું,
માની લેતો ના અલંકાર કાજે;
તારા મોંના દર્શને દર્શને મેં
જોયો જાણે બાળુડો ગોપીચંદ.

આત્મારૂપી ઇશ્વરી સુંદરીને
પૃથ્વી–પાટે ઘૂમવા કોડ જાણે
છૂપા વેશે, એટલા કાજ ઓઢી
આછી તારી દેહડી—ચૂંદડી શી.

સ્વર્ણગાના સોરઠી શુભ્ર ઘાટે
તાજે સ્નાને નીતરન્તી પ્રશીતા
વેણી જાણે સૂકવે જોગમાયા,
એવી તારી પાવની હેમ—કાયા.

મિથ્યાગર્વી, દંભી દર્પી જનોનાં
ડંફાસુ વાતોડિયાં ટોળલાંને
કાને મીઠી બાજતી ખંજરી શું
શે ભૂલું એ મોકળું હાસ્ય તારું!

તારી વિદ્યા તુંમહીં ગોપવીને
જીવ્યો છે તું ધાવણા બાળ જેવો;
ગ્લાનિ કેરા હોજ ને હોજ ભાઈ!
પી જને તેં કો' કહે ક્યાં શમાવ્યા!

બોલ્યો તું તે છતાં મૌનમગ્ન,
ભાસ્યો ભાઈ ! ત્યાગમાં રાગલગ્ન,
ભસ્મે છાયા ભેખને ભીતરેથી
લે'રાતી શી ભોગ કેરી ગુલાબી !

'ચૂરા જાગો !' એહ માંગલ્ય—ગીતો
ગાતો દીઠો ગલ્લીએ રાજમાર્ગે,
દીઠો બંદી 'ત્રીશના ધોમ તાપે
રસ્સી કેરાં ફીંડલાં કાંતતો તું.

દીઠો મૂંગા બોલકા સોરઠીડા
કેરી બાંગે ગાજતી મેંફિલોમાં,
જ્યાં દીઠો ત્યાં એકરંગી જ દીઠો,
દો રંગાં ને યે સદા વંદનીય.

તારી હાંસી—હામ કોની, ઉડાવે !
તારી ભક્તિ શત્રુઓનેય ભાવે;
ધોકાપંથી ! એમ કે'નાર કેક
તારે માથે ખીજ લાવી શકે ના.

કંથાધારી ! ક્યાંક તું કાન માંડે ?
પારે બેઠી માવડીની શું હાક ?
પૃથ્વીપંથે વાટ—ભૂલેલ વીરા !
મા બોલાવે, ઘેર જાવા અધીરો !

રોકાવાનું કોણને કોણ કે'શે ?
આંહીં આજ્ઞા રાતવાસા જ કેરી.
મોડાં-વે'લાં ઊઠીને પ્રાતવેળા
પંથે વ્હેવું—આપણે સર્વ યાત્રી.

શ્રી. ઝવેરચંદ મેઘાણી

## ફૂલચંદભાઈને અંજલિ

આપણે એક સૌથી બહાદુર અને ઉત્તમ કાર્યકર્તા ગુમાવ્યો છે. જોકે તે યુવાન હતા, છતાં પણ તેણે મરી જાણ્યું. તેનાં નજીકનાં છે તેમણે ફૂલચંદભાઈના કામને આગળ ધપાવવાનું છે.

ગાંધીજી

• • •

જ્યાં સુધી શરીર ચાલ્યું ત્યાં સુધી એમણે કાઠિયાવાડ અને ગુજરાતની સેવા કરી. પથારીવશ થયા ત્યારે પણ કાઠિયાવાડનાં દુઃખે દુઃખી હતા અને એના જ વિચાર કર્યા કરતા હતા. એમણે તો જીવન સાર્થક કર્યું એટલે એ તો અમર થઈ ગયા, પણ મારા જીવનના સાથીઓમાંનો એક પ્રખર સાથી મને છોડીને ચાલ્યો ગયો.

સરદાર વલ્લભભાઈ

• • •

ફૂલચંદભાઈના દેહાંતનો તાર જાણી શોક થયો. મારા જૂના સાથી ગયા. હું સાબરમતી આશ્રમમાં જોડાયો તે પહેલાં તે ત્યાં હતા અને એમની જોડે એક જ તંબૂમાં કેટલાક મહિના રહેવાનો લાભ મને મળ્યો હતો. બાળકોનાં પર્યટણોમાં તેમની સાથે હું ગયો છું; તેમની રમૂજી વાર્તાઓ સાંભળી છે–તે બધું યાદ આવે છે. એમની તીવ્ર નિષ્ઠાઓ અને શ્રદ્ધાઓ ઉંમરે નાના છતાં પૂજનીય બનાવતી.

જીવનની હાડમારીઓ પણ એમણે ઘણી વાર ભોગવી. તેમનું જવું સર્વેમે ખોટરૂપ થયું છે. અને એમના જેવા તરફ જોઈએ ત્યારે શરીરની દુર્બળતા એ દેશને માટે કેટલી મોટી હાનિ છે એનો વિચાર આવ્યા વિના નથી રહેતો.

વઢવાણની શાળાએ ચમનભાઈ અને ફૂલચંદભાઈરૂપી બે રત્નો સંઘરી જગતને અર્પણ કર્યાં, પણ બંને જલદી ખોવાઈ ગયા.

શ્રી. કિશોરભાઈ મશરૂવાળા

# સાધક ચમનભાઈ



જન્મ

વૈશાખ, વદ ૩, ૧૯૫૩

૧૯, મે, ૧૮૯૭

મૃત્યુ

વૈશાખ, વદ ૧૧, ૧૯૯૬

૧, જૂન, ૧૯૪૦

वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि।

[૩]

## સાધક ચમનભાઈ

### (૧) ધાર્મિક વારસો

**ચમનભાઈનો** જન્મ વઢવાણ શહેરમાં પિતા માધવરાય વૈષ્ણવને ત્યાં સંવત ૧૯૫૩ ના વૈશાખ વદ ત્રીજને દિવસે થયો હતો. એમની જ્ઞાતિ નાગર હતી અને કુટુંબ ભક્તકવિ નરસિંહ મહેતાના વંશમાં ઊતરી આવેલું, એટલે એ કુટુંબની અટક વૈષ્ણવ પડેલી. ચમનભાઈના પિતા કાઠિયાવાડમાં જુદી જુદી જગ્યાએ જમીખાતામાં નોકરી કરતા હતા. ચમનભાઈને અન્ય ચાર ભાઈ અને પાંચ બહેનો હતાં. ૨૫–૩૦ રૂપિયાના પગારદાર પિતાની ટૂંકી આવકમાં ઘરનાં ૧૨–૧૩ માણસોનું પૂરું કરવાનું, તેથી ગરીબાઈ સારી પેઠે હતી. પણ આર્થિક બાબતમાં કંગાળ માતાપિતા હૃદયના ગુણોમાં સમૃદ્ધ હતાં. ઓછી આવકના દુઃખ કરતાં, મળે તેટલામાંથી સંતોષી અને સાદું જીવન તે જીવ્યે જતાં હતાં. સદાચાર અને ધાર્મિક વૃત્તિ એમને મન ધન કરતાં વધારે કીમતી મૂડી હતી. નિર્ધન અવસ્થામાંયે આડોશીપાડોશીને કે દીન-દુઃખીને પોતાથી થાય તેટલી જાતમદદ કર્યા કરતાં. આવાં સદાચારી માતાપિતાએ બાળકોને નાનપણથી જ ધાર્મિકતાનો તથા સાદાઈનો વારસો આપ્યો.

બધાં બાળકોમાં બાળક ચમનલાલ પર માતાને ઘણો ભાવ હતો. ચમનભાઈ પણ માતાની આજ્ઞા જરાય ન લોપે અને માતાની આમન્યા બરાબર પાળે. ચમનભાઈને માતાપિતાની ગરીબાઈ જરાયે

દુઃખકર્તા ન લાગી, પણ ગરીબાઈને કારણે પોતે આનંદપૂર્વક સાદાઈ સ્વીકારી લીધી. સાથે સાથે ઘરકામમાં પણ તે મદદ કર્યા કરે. દિવસનો મોટો ભાગ તે ઘરમાં જ ગાળે. આ ઉપરાંત માતાપિતાને પ્રભુ-પ્રાર્થના કરતાં જોઈને પોતે પણ તે કરવા લાગ્યા.

૬–૭ વર્ષના થતાં ચમનભાઈ શાળાએ જવા લાગ્યા. નાનપણથી જ એમનો સ્વભાવ એકલસૂરો હતો. ઘેરથી નીકળીને આડાઅવળા રોકાયા વિના તે સીધા શાળાએ જાય અને શાળાએથી છૂટતાં સીધા ઘેર ચાલ્યા આવે. એકલસૂરો સ્વભાવ છતાં એમનો ચહેરો સોગિયો ન લાગે. આછું આછું સ્મિત તો અહોનિશ એમના મોઢા પર ફરકતું જ હોય. ભણવામાં પણ ઘણા હોશિયાર એટલે એમને પાઠ તૈયાર કરવામાં ઝાઝી મુશ્કેલી ન લાગે. પણ માતાપિતાના વારસા અનુસાર, પરગજુ સ્વભાવને કારણે, બાકીના સમયમાં એ અન્ય વિદ્યાર્થીઓને પાઠ ભણાવે. નબળા વિદ્યાર્થીઓને પોતાને ઘેર તેડતા આવે અને એના કાચા પાઠ પાકા કરાવે. પોતાની જ ઉંમરના હોવા છતાં ચમનભાઈ સહાધ્યાયીને એવી રીતે ભણાવે કે ભણનારાને જરાયે કંટાળો ન આવે અને તરતમાં પાઠ યાદ રહી જાય.

શાળાએ જાય ત્યાં પણ વિદ્યાર્થીઓને પાણી પાવું, બીજાં કામમાં મદદ કરવી, શાળા સાફ ન હોય તો હાથેથી જ વાળીચોળીને સ્વચ્છ કરવી–આવાં કામ ચમનભાઈ કર્યા કરતા અને પોતાનો સમય જરાયે બગડવા ન દેતા. એમના આવા શાંત સેવાભાવ અને પરગજુપણાથી અન્ય વિદ્યાર્થીઓ તેમના પ્રત્યે માન રાખવા માંડયા. એમનો સેવાભાવ અને સાદાઈ અન્યને ઉદાહરણરૂપ બની ગયાં.

આ રીતે માત્ર શાળા અને ઘર વચ્ચે એમનું જીવન સમાઈ ગયું હતું. શેરીમાં એ બાળકો સાથે રમવા પણ ન જાય કે તેમની સાથે ઝાઝા ભળે પણ નહિ. વખત મળે ત્યારે જોરાવરનગરના નિર્જન રસ્તે તે એકલા ફરવા ચાલ્યા જાય.

વહેલાં ઊઠવાની ટેવ તો તેમને નાનપણથી હતી. એમને તરવાનો

શોખ બહુ હતો, તેથી તે વહેલા ઊઠીને ધર્મતળાવ ચાલ્યા આવે અને કલાકો સુધી સતત તર્યા કરે. ઘરનાં કામકાજ તથા તરવાના શોખને લીધે એમનું શરીર એકવડિયું છતાં મજબૂત રહેલું.

## (૨) આજીવન બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા

આવું સાદું, સતત ઉદ્યોગમય અને સેવાપરાયણ જીવન ગાળતાં ગાળતાં ચમનભાઈ હાઈસ્કૂલનું શિક્ષણ પૂરું કરવા આવ્યા ત્યારે વઢવાણના સેવાભાવી દરજી મોતીભાઈના સહવાસમાં એ આવ્યા. પોતાની રીતે એ સેવા કર્યે જ જતા હતા, તેમાં મોતીભાઈની સરદારી મળતાં તેમનું સેવાભાવી જીવન વધારે ખીલી ઊઠ્યું. મોતીભાઈની સાથે એ પણ સ્વદેશીના આગ્રહી અને રાષ્ટ્રીય વિચારવાળા થતા ચાલ્યા.

મોતીભાઈની કોઈ પણ નવી પ્રવૃત્તિમાં ચમનભાઈ મોખરે જ હોય. મોતીભાઈએ ધર્મપુસ્તકાલય શરૂ કર્યું કે ચમનભાઈ એને સંભાળવા લાગ્યા. કલાકોના કલાકો ધર્મપુસ્તકાલયને તે આપે. પુસ્તકો લેવા આવનારને પુસ્તક આપતાં પહેલાં એનું રહસ્ય શાંતિથી તે સમજાવે અને પછી જ પુસ્તક આપે. લેવા આવનાર પણ એમની શાંતિભરી સમજાવટથી પુસ્તક આનંદથી વિચારપૂર્વક વાંચીને પાછું આપી જાય. વળી તે સમયે ચમનભાઈ પુસ્તકનું રહસ્ય વગેરે પૂછે અને વાચકને વધારે રહસ્ય બતાવે. પુસ્તકાલયમાં બાકીનો સમય બેઠાં બેઠાં પુસ્તકોની નોંધ બનાવે, પુસ્તકોનું વર્ગીકરણ કરે, તૂટી ગયેલાં પુસ્તકો સાંધેસૂંધે, અને પૂઠાં ચડાવ્યા કરે. ધર્મપુસ્તકાલય પાસે મૂડી તો શાની હોય? તેથી હાથે જ વાળેચોળે અને ગાર ઊખડી જાય ત્યારે ચમનભાઈ મોતીભાઈની જોડે હાથે જ ગારગોરમટી કરે. મૅટ્રિકમાં ભણવા છતાં માથે સૂંડલો મૂકીને માટી કે છાણ લઈ આવવામાં એમને શરમ ન લાગતી.

ચમનભાઈના આવા શાંત અને સેવાભાવી જીવનમાં ધીમે ધીમે વાચન વધવા લાગ્યું. વાચન ઉપર તે શાંત ચિત્તે ચિંતન કરવા લાગ્યા.

ચિંતનને પરિણામે પોતાના દરેક કાર્યને એ તોળીતોળીને જોવા લાગ્યા, અને જે સિદ્ધાંતો જીવનમાં અપનાવવા જેવા લાગે તેને એક સાધકની અડગતાથી જીવનમાં ચીવટપૂર્વક ઉતારવા લાગ્યા. સેવાભાવી જીવનમાં ચિંતનપૂર્વકની વિચારણા ભળતાં એમના દરેક કાર્યમાં સાત્ત્વિકતા વધવા લાગી. કોઈ દુભાય એવું વચન તો એ નાનપણથી જ બોલ્યા ન હતા, પણ હવે એમને મૌનનો મહિમા સમજાતાં મોટે ભાગે પોતે મૌન જ રહેવા લાગ્યા–વિના જરૂરનું એક વાક્ય પણ ન બોલે. કલાકો સુધી કામ કરતા બેઠા હોય છતાં કોઈનું ધ્યાન ન જાય કે ચમનભાઈ અહીં બેઠા હશે.

આ દિવસોમાં વઢવાણ કૅમ્પમાં અનાથાશ્રમ ઊઘડેલ. ચમનભાઈએ અનાથાશ્રમમાં પોતાથી શકય મદદ કરવાની ઇચ્છાથી ગામમાં ઘેર ઘેર ફરીને ગોદડાં ઉઘરાવ્યાં, અને કેટલાયે ફેરા ખભે નાખી નાખીને કૅમ્પમાં ચાલીને પહોંચાડયાં.

એમનું શરીર એકવડિયું છતાં મજબૂત તો હતું જ, એટલે મોતીભાઈની સાથે પોતે પણ ખરે ઉનાળે વીરડા અને વાવ–કૂવા સમારવા અચૂકપણે જતા. યુવકટોળી સાથે ચમનભાઈ એકલા એકલા શાંતિથી ચાલ્યા આવે. આખા રસ્તા દરમિયાન અન્ય યુવકો લહેર ઉડાવતા આવતા હોય પણ ચમનભાઈ તો જે શાંતિથી ગયેલા હોય તે જ શાંતિથી પાછા ચાલ્યા આવતા હોય. યુવકો એમને બોલાવવા ઘણા પ્રયત્નો કરે પણ નિષ્ફળ જાય. એ બધા યુવકોમાં ચમનભાઈ જ વધારે ચિંતનશીલ હતા, તેથી કાંઈક નવો માર્ગ વિચારતાં જરૂર પડે ત્યારે નવીન રીતે જ એ પ્રશ્નને ચમનભાઈ છણી બતાવે. એમની છણાવટથી સૌ આશ્ચર્યચકિત થઈ જાય અને લગભગ એમની સૂચનાઓનો જ સ્વીકાર થાય. યુવકો કહે : 'ચમનભાઈ, આવું આવું વિચારો છો, છતાં બોલતા કેમ નથી ?' ચમનભાઈ માત્ર આટલો જ જવાબ વાળે : 'વગર બોલાવ્યું બોલે, એ તણખલાને તોલે.'

મોતીભાઈ સાદાઈ અને સેવા સાથે યુવકોને આજીવન સેવક થવું

હોય તો બ્રહ્મચર્ય પાળવું જોઈએ એમ સમજાવતા, કોઈ યુવક સમજે તો પ્રતિજ્ઞા પણ લેવરાવતા. ચમનભાઈના મનમાં આ વખતે આજીવન સેવક થવાના વિચારો ઘોળાતા હતા. છેવટે તેમણે પોતાનું જીવન દેશસેવામાં અર્પણ કરવાનું નક્કી કર્યું અને બહુ વિચારને અંતે તેમણે મોતીભાઈ પાસે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી. કોઈ પણ નિર્ણય કરવો એટલે ગમે તે ભોગે એનો અમલ કરવો એવો એમનો સ્વભાવ નાનપણથી જ હતો, એટલે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધા બાદ એને પાળવા તનતોડ પ્રયાસો તેમણે આદર્યા અને એમાં સફળ પણ થયેલા. પછી તો બ્રહ્મચારી-જીવન એમને એટલું બધું સ્વાભાવિક થઈ ગયેલું કે કોઈને ખબર પણ ન પડે કે એ પરણ્યા છે કે નહિ. વઢવાણ રાષ્ટ્રીયશાળામાં જોડાયેલા ત્યારે એ રોજ ઘેર જઈને તરત પાછા વળી આવતા તેથી તેમના નિકટના વિદ્યાર્થીઓએ પૂછેલું : 'ચમનભાઈ! તમે આટલા વહેલા ઘેરથી ચાલ્યા આવો છો તે તમારાં પત્ની તમને રોકતાં નથી ?'

ચમનભાઈ હસીને માત્ર આટલું જ બોલ્યા : 'હું પરણ્યો નથી.'

'કેમ પરણ્યા નથી ?'

'મન ન થયું માટે.'

'શાથી મન ન થયું ?'

'દેશની સેવા કરવામાં વધારે આનંદ માન્યો તેથી.'

'હવે કોઈ દી મન નહિ થાય ?'

'એ તો ભગવાનને ખબર.'

એ પછી પાંચ-સાત વર્ષે ફરીથી એ જ પ્રશ્ન એ વિદ્યાર્થીઓએ પૂછેલ : 'તમને લગ્નસુખ માણવાની ઇચ્છા જ નથી થઈ?'

'સ્થૂળ વિષયભોગ ખાતર પરણવાની ઇચ્છા નથી થઈ. આદર્શ દંપતીજીવન દ્વારા સેવા કરવા યોગ્ય પત્ની મળે તો પરણવાનો વિચાર હતો—આજે તો એ પણ નથી.'

વર્ષો સુધીની બ્રહ્મચર્ય–સાધના બાદ એ કહેતા : 'અખંડ બ્રહ્મચર્ય એ કુદરતી નિયમપાલનનું ફળ છે.' પણ એમનો બ્રહ્મચર્યનો અર્થ ઘણો વિશાળ હતો. તેમણે લખ્યું છે : 'બ્રહ્મને મેળવવા માટે જે પ્રકારનો આચાર આવશ્યક છે તેનું નામ બ્રહ્મચર્ય. બ્રહ્મચર્યના આ વ્યાપક અર્થને સમજ્યા વિના સામાન્ય અર્થનું (દૈહિક) બ્રહ્મચર્ય સાધ્ય કરવા પ્રયત્ન કરવો તે આખા હાથીને જોયા–જાણ્યા વિના માત્ર તેના એક અંગને કાબૂમાં લેવાનો પ્રયત્ન કરવા જેવું છે.'

('તેત્રીસ પત્રો.' પાનું : ૨૨)

અને બ્રહ્મચારીના મનને કામની ધુરામાં સાંકળીને સતત પ્રવૃત્તિશીલ રાખવા માટે તે કહેતા કે, 'જેને શિરે લગ્નની ધૂંસરી નથી તેણે પોતાની કાંધે સમાજસેવાની ધૂંસરી લેવી જોઈએ.'

બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેતી વખતે આજીવન સમાજસેવક થવાનો તેમના મનમાં ખ્યાલ હતો જ, એટલે હાઈસ્કૂલના અભ્યાસ દરમિયાન જ એમણે પોતાના સમગ્ર સ્વભાવને વ્યાપક બ્રહ્મચર્યની સિદ્ધિ અર્થે કેળવવો શરૂ કર્યો.

જેને માટે આખી જિંદગી સુધી ઝૂઝ્યા એ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા ચમનભાઈએ લેતાં માતાને એમના વિષે ચિંતા થવા લાગી. એમની ઉંમરના અન્ય વિદ્યાર્થીઓ પરણે છે એ જોઈને એમનાં માને પણ થયું કે મારો ચમન પરણે તો સારું.

આવા સાદા, સેવાભાવી છતાં તેજસ્વી નાગર વિદ્યાર્થીને કન્યા મળવામાં વાંધો આવે એમ તો ક્યાં જ હતું? તરત જ તપાસ ચાલી, પણ ચમનભાઈએ ચોખ્ખી ના પાડી દીધી. ચારે પાસથી એમના પર ઘણું ઘણું દબાણ થયું, પણ ચમનભાઈ ન માન્યા.

આ બધી ધમાલ પતી ગયા બાદ ચમનભાઈએ એમની માને પૂછ્યું: 'માડી, મને પરણાવવા આટલો બધો આગ્રહ તમે કેમ રાખો છો?'

માએ જવાબ દીધો : 'દીકરા! હું હવે વૃદ્ધ થઈ, શરીર હવે

ખખળીતું જાય છે. હવે કેટલાંક વર્ષ આ દેહથી કામ ઢસડી શકાશે? તારી વહુ આવે તો ઘરકામ કરે ને મને આરામ આપે તે સારુ.'

'બસ, આટલું જ ને?' એમ કહીને ચમનભાઈ ત્યારે ચાલ્યા ગયા.

બીજી સવારે વહેલા ઊઠીને ચમનભાઈ માને મદદ કરવા ઘંટીએ લાગી ગયા. રોજ દળાવવા માંડયા. ઘર વાળવું–ચોળવું, પાણી ભરી આવવું, રાંધવું–ચીંધવું વગેરેમાં માને નવી વહુની જેમ જ મદદ કરવા તે લાગી ગયા અને વૃદ્ધ માતાને આરામ આપવા લાગ્યા.

મૅટ્રિક પાસ કર્યા બાદ આવી સાદાઈ અને સેવાપરાયણતામાં પરિપક્વ થઈને એ ભાવનગર સામળદાસ કૉલેજમાં આગળ અભ્યાસ કરવા માટે ગયા. ઘરની સ્થિતિ તો કૉલેજનું ખર્ચ ઉપાડી શકે તેમ ન હતી, તેથી એક સ્થળેથી લોન લીધી. મોતીભાઈના સહવાસે સ્વદેશીની પ્રતિજ્ઞા લીધેલ ચમનભાઈ જાડા વેજાની ટૂંકી ધોતલી, સાદું પહેરણ, ઉપરણુ ઉપર કસવાળું કેડિયું અને માથે નાનો સફેદ ફેંટો બાંધીને સામળદાસ કૉલેજમાં દાખલ થયા ત્યારે તો સૌને માટે એક અજાયબ મૂર્તિ અને જોણાસ્વરૂપ તે બની ગયા. પણ થોડો સમય પસાર થતાં જ એમના સેવાભાવી સ્વભાવે જે કોઈ તેમના સંસર્ગમાં આવ્યા તેમનાં મન હરી લીધાં. બધા પર ચમનભાઈની સાધુતાની છાપ પડી અને બધા એમની આમન્યા જાળવવા લાગ્યા.

તે કાળે કૉલેજના રસોડામાં માસિક ૧૨–૧૫ રૂપિયા તો એકલું ભોજનખર્ચ જ આવતું. ચમનભાઈને એ કેમ પોસાય? એમને પોતાને હોસ્ટેલમાં એક સ્વતંત્ર ઓરડી મળી હતી, એના એક ખૂણામાં એમણે રસોડું શરૂ કર્યું અને હાથે રાંધીને ખાવા માંડયું.

કામ પતી ગયે, ઓસરીની કોરે આછું આછું હસતા એ બેઠા હોય અને કલાકો સુધી ચિંતન કર્યા કરતા હોય. એમની સાધુતા અને સેવાભાવ સાથે એમના રાષ્ટ્રીય વિચારો પણ અન્યને આકર્ષતા. અણિશુદ્ધ સ્વદેશી અને રાષ્ટ્રભાવી ચમનભાઈ કૉલેજના કેટલાયે યુવકના

માર્ગદર્શક બની ગયા. આ દિવસોમાં મિસિસ એની બિસેન્ટ ભાવનગર આવેલાં. તેમનું એમણે અન્ય વિદ્યાર્થીઓને સંગઠિત કરીને સ્વાગત કર્યું.

કૉલેજમાં વેકેશન પડતાં એ વઢવાણ આવતા અને મોતીભાઈની સાથે સેવાપ્રવૃત્તિઓ ઉપાડી લેતા: તેમાંની એક પ્રવૃત્તિ રેલવે-મુસાફરોને મદદ કરવાની હતી. એ વખતે રેલવેમાં મુસાફરોને ઘણી હાડમારી હતી. આ સમય દરમિયાન ‘કર્મવીર ગાંધી’ આફ્રિકાથી તાજા જ પાછા ફરેલ અને તેમને આ દેશની રેલવેના કપરા અનુભવ થયેલ. ટ્રેનમાં ગંદકી કરવાની હિંદીઓની ટેવ વગેરે પણ એમણે જોયેલાં. એ પરથી એમણે રેલવે-મુસાફરો જોગ સૂચનાની પ્રતિકાઓ પ્રગટ કરેલી. ચમનભાઈ એ નિયમાવલિ લઈને વઢવાણ જંકશન પહોંચી જાય અને ડબ્બામાં બેઠેલ મુસાફરોને રેલવેના નિયમો સમજાવે; સાથે સાથે દરેક મુસાફરે પાળવાની ફરજો પણ રજૂ કરે. એ દિવસોમાં પાલીતાણાના મેળાને કારણે વઢવાણ જંકશન પર ખૂબ ગિરદીને કારણે મુસાફરોને હાડમારી રહેતી. ચમનભાઈ પોતાના મિત્રો સાથે મુસાફરોને મદદ કરવા જંકશને પહોંચી જતા.

વેકેશનમાં વઢવાણ આવતાંવેંત ચમનભાઈ ધર્મપુસ્તકાલયની વ્યવસ્થા ઉપાડી લે અને પોતાની ગેરહાજરીમાં ફાટીતૂટી ગયેલ પુસ્તકો સાંધી નાખે તેમ જ પૂઠાં ચડાવી દે. અન્ય કૉલેજોમાંથી વેકેશન ગાળવા આવી પહોંચેલ સહપાડીઓ સાથે પણ સેવાની તથા જ્ઞાન-પ્રચારની યોજનાઓ વિષે ચર્ચાઓ કરે.

ધર્મપુસ્તકાલય એક વખારમાં હતું. એના મેડા પર રોજ ચમનભાઈ તથા મિત્રો રાત્રે સૂવા આવતા. એ મેડા પર મકાન-ધણીની શિંગની ગૂણો પડેલી. એક વખત મિત્રો એ ગૂણમાંથી થોડી થોડી શિંગ ઉડાવતા હતા ત્યાં ચમનભાઈ આવી પહોંચ્યા. ચમન-ભાઈએ કહ્યું: ‘આપણાથી એ પારકી શિંગ વગર પૂછયે ન ખવાય, એ તો ચોરી થઈ.’

મિત્રોએ હસતાં જવાબ દીધો : 'ચમનભાઈ, તમે તો સાવ વેદિયા રહ્યા ! બે પાઈની શિંગ ખાધી એમાં વળી ચોરી કહેવાતી હશે ?'

ચમનભાઈ કાંઈ જ ન બોલ્યા—શાંતિથી ચાલ્યા ગયા. સાંજ પડી, બીજા દિવસની સવાર પડી, પણ ચમનભાઈએ ખાધું નથી એમ મિત્રોને ખબર પડી. એમણે કારણ પૂછ્યું. ચમનભાઈએ કહ્યું : 'તમે પારકી શિંગ ખાધી એનું મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ ને ?'

'પણ શિંગ તો અમે ખાધી હતી, એમાં તમે કયાં પાપ કર્યું છે ?' મિત્રોએ જવાબ દીધો.

'એ વાત ખરી, પણ મારામાં જ કાંઈક દોષ હોવો જોઈએ, એટલે તમને એ ચોરી ન સમજાઈ. એ દોષની શિક્ષા અર્થે આ ઉપવાસ.'

આમ ત્રણ દિવસ તેમણે ઉપવાસ કર્યા અને મિત્રોએ ચોરીની આવી શિથિલતામાં ફરીથી ન પડવા નિર્ણય કર્યો.

ચમનભાઈના આ સમયના સૌથી નિકટના મિત્ર શિવાનંદજી ગણાતા. ચમનભાઈ અને શિવાનંદજીની જોડી ગણાતી. ૧૯૭૪માં મોતીભાઈના મૃત્યુ બાદ શિવાનંદજીએ બ્રહ્મચર્યાશ્રમ ખોલેલો અને એવી એવી યુવકપ્રવૃત્તિઓ તે કર્યા કરતા. ચમનભાઈ એમને બધી પ્રવૃત્તિઓમાં માર્ગદર્શન અને સાથ બંને આપતા.

આમ કરતાં કરતાં એ બી. એ.માં પહોંચ્યા અને પરીક્ષા પસાર કરી. બી. એ. ના પરિણામનો દિવસ હતો. એમના અન્ય સહાધ્યાયી બંધુઓ પરિણામ જાણવા માટે તલપાપડ થઈ રહ્યા હતા. કોઈ ટપાલની તો કોઈ તારની રાહ જોતાં ઊંચાનીચા થતા હતા; કોઈ તો વળી પોસ્ટઑફિસે પણ જઈ પહોંચ્યા હતા—ત્યારે ચમનભાઈ તો હમેશના નિયમ અનુસાર રાંધી, ખાઈ–પરવારીને ઓસરીમાં બેઠા બેઠા રેંટિયો કાંત્યા કરે છે અને મિત્રોની ઉત્સુકતાને હસ્યા કરે છે. થોડી વાર પછી બી. એ. માં પસાર થયાના સમાચાર આવે છે, પણ એમના મોઢાની તો રેખાયે ફરતી નથી.

કૉલેજનું શિક્ષણ પૂરું કર્યું. તે પછી સેવાકાર્યમાં પડવાની એમની ઇચ્છા હતી. પણ એમણે કૉલેજના અભ્યાસ અર્થે લોન લીધી હતી તે તો પાઈએ પાઈ ભરી દેવાનો એમનો નિર્ણય હતો. આથી લોન ભરી દેવાય ત્યાં સુધી નોકરી કરવાનો તેમણે વિચાર કર્યો અને સાન્તાક્રુઝ ગુરુકુળમાં શિક્ષક તરીકે એ જોડાયા.

શિક્ષકનો તો એમનો સ્વભાવ જ હતો, અને અહીં તો બ્રહ્મચારીઓને કેળવવાનું મળ્યું, એટલે એમણે આનંદથી એ પ્રવૃત્તિને ઉપાડી લીધી. થોડા સમયમાં તો એ ગુરુકુળના બ્રહ્મચારીઓના નિકટના મિત્રસમા માર્ગદર્શક બની ગયા. ગુરુકુળના અન્ય કાર્યવાહકો પર સારી છાપ પડી અને તેમના તરફ તેઓ પણ માન રાખવા લાગ્યા.

નોકરી કરતાં ધીમે ધીમે લોન ભરાઈ જવા આવી. ચમનભાઈને સેવાકાર્ય ઉપાડવાનો વિચાર તો મૂળથી જ હતો. અહીં એમને લાગ્યું કે આર્થિક બાબતમાં પરાવલંબી રહ્યા વગર નિશ્ચિંત મને સેવા કરવી હોય તો માણસે પોતાના ખર્ચજોગી વ્યવસ્થા કરી લેવી જોઈએ, જેથી એને પારકી ગુલામી કરવાનો વખત ન આવે. સેવાકાર્ય કરતી વખતે પોતાના માસિક ખર્ચના રૂ. ૮ આઠ ગણીને એમણે બૅંકમાં પૈસા મૂકીને ભંડોળ કરવાની શરૂઆત કરી, પણ બૅંકમાં પૈસા મૂકયા પછી એમને આત્મમંથન ચાલ્યું. એમને થયું કે શું પ્રભુ પાળવાવાળો નથી બેઠો કે ભવિષ્યની સલામતી હું મારે હાથે કરવા બેઠો છું? પ્રભુ પ્રત્યેની આવી અશ્રદ્ધા તેમને ખૂબ સાલી અને પરિગ્રહ કરવા માટે ખૂબ ખેદ થયો. તરત જ એમણે બૅંકમાંથી પૈસા પાછા લઈ લીધા અને પ્રાયશ્ચિત્તરૂપે એ પૈસા સારા કામમાં વાપરી નાખ્યા. એ વખતે જ એમણે જિંદગીભર અપરિગ્રહવ્રત પાળવાનો નિશ્ચય કર્યો.

મચી ગઈ. શિક્ષકો પણ માથાં ઊંચકવા નવરા ન થાય એટલી પ્રવૃત્તિઓ રાષ્ટ્રીયશાળામાં ગાજવા લાગી.

એમની શિક્ષણવિષયક આવી સુંદર શક્તિ જોઈને કે પછી રાષ્ટ્રીય શાળામાંથી ખેંચી લેવા માટે, ગમે તે કારણે, વઢવાણના દીવાન ભીમજી-ભાઈએ એમને વઢવાણ રાજ્યના વિદ્યાધિકારી બનાવવાનું કહેણ મોકલ્યું. એક વખત તો એ પદ માટે વઢવાણ રાજ્યને ન પોષાય એટલો રૂ. ૨૫૦] સુધીનો પગાર આપવા ઇચ્છા દર્શાવેલી, પણ ચમન-ભાઈએ બંને વખત એ કહેણનો અસ્વીકાર કરેલો.

ચમનભાઈ પોતે અચ્છા શિક્ષક હતા જ. એમની શિક્ષણ-પદ્ધતિ અનોખી હતી. વિદ્યાર્થીને ઝટઝટ ભણાવી દેવા કરતાં વિદ્યાર્થીને જ પ્રશ્નો પૂછીને તેની પાસેથી તે અર્થ કઢાવતા અને એ રીતે વિદ્યાર્થીને ગમે તે વિષયમાં રસ લેતા કરી દેતા. શિક્ષકનું કાર્ય તો માત્ર ક્યારેક નછૂટકે સલાહ આપવા પૂરતું છે એમ તે માનતા.

એક વિદ્યાર્થી નાગપુર ઝંડા-સત્યાગ્રહમાં ગયેલ એટલે એમનું વર્ષ ભણ્યા વગર પસાર થયેલું, છતાં ચમનભાઈએ તેમને પોતાની રસમય પદ્ધતિથી માત્ર ત્રણ જ માસમાં વિનીત માટે તૈયાર કરી દીધેલા અને દક્ષિણામૂર્તિની પરીક્ષામાં એ પાસ થયેલા.

એમને પોતાને ઇતિહાસ, ભૂગોળ અને રાજબંધારણનો ભારે શોખ હતો. એમના ઇતિહાસના વર્ગો શરૂ થાય ત્યારે ચાર-પાંચ શ્રેણિના વિદ્યાર્થીઓ એક સાથે તેમના વર્ગમાં આવી બેસતા.

ભૂગોળ માટે તે જાતજાતના નકશા તૈયાર કરતા અને વિદ્યાર્થીઓ પાસે તૈયાર કરાવતા. એ સમયે ભૂગોળ તો શુષ્ક વિષય કહેવાતો, એને તે રસમય બનાવી દેતા. હજીયે એમના હાથના બનાવેલા જાતજાતના ભૂગોળવિષયક નકશા વઢવાણ હરિજન આશ્રમમાં પડ્યા છે.

કોઈ પણ વિષય શીખવવા માટે ચાલુ પાઠ્યપુસ્તક એ ભાગ્યે જ વાપરતા. પોતાને હાથે જ પાઠ્યપુસ્તક તે તૈયાર કરતા. રાજબંધારણ

શીખવવા માટે એમણે એક પુસ્તક તૈયાર કરેલું. કોઈ પણ વિદ્યાર્થીને રાજ્યબંધારણમાં રસમય રીતે પ્રવેશ કરાવી દેતા. એ પુસ્તકને તો તે પ્રકટ કરવાના હતા, પણ એ દરમિયાન ગૂજરાત વિદ્યાપીઠ તરફથી રાજ્યબંધારણનું પુસ્તક પ્રસિદ્ધ થતાં પોતે પોતાનું પ્રસિદ્ધ ન કર્યું.

એ જ રીતે એમને શરીરશાસ્ત્ર વિષે ઊંડો અભ્યાસ હતો. શરીરશાસ્ત્ર શીખવવા માટે એમણે હાથે જ ચિત્રો દોરીને સચિત્ર પુસ્તક તૈયાર કરેલું, જે હજી પણ અપ્રકટ પડયું છે.

ઘેર ખાવા જવા સિવાય ચોવીસે કલાક એ શાળામાં વિદ્યાર્થીઓ સાથે જ ગાળતા. સાથે જ ફરવા જાય. તરવાનો એમને જબરો શોખ હતો એટલે વિદ્યાર્થીઓને પણ સાથે તરવા લઈ જાય અને ધર્મતળાવમાં તરવાની હરીફાઈ ગોઠવે. પ્રવાસમાં પણ સાથે જ જાય અને ચર્ચાઓ તથા વાર્તાલાપ દ્વારા વિદ્યાર્થીઓને તદ્દન સ્વાભાવિક રીતે માર્ગદર્શન આપતા જાય. એમની સ્વતંત્ર અને મૌલિક વિચારસરણીઓને લીધે કેટલાયે મિત્રો અને વિદ્યાર્થીઓના તે માર્ગદર્શક બની ગયા. વિદ્યાર્થીઓને માતા સરખા વહાલથી જ સાચવે અને ભાવ રાખે, એટલે વિદ્યાર્થીઓ તેમની પાસે બાળકની જેમ જ રહે.

શાળામાં સૂવા આવનાર વિદ્યાર્થીઓ તેમને સવારમાં વહેલાં ઉઠાડવાનું કહે એટલે ચમનભાઈ વહેલા ઊઠીને વિદ્યાર્થીઓ પાસે રામાયણની ચોપાઈ–દુહા લલકારતા બગીચામાં ફર્યા કરે. વિદ્યાર્થીઓ તો એમનો સુંદર કંઠ સાંભળીને વધારે સૂતા રહે. મોડા ઊઠીને ઊલટા ફરિયાદ કરે : 'ચમનભાઈ તમારાં ભજન સાંભળવા સારુ અમે તો જાગતાં છતાં પડયા રહીએ છીએ.'

'તો કાલથી મારું ગળું અતરડાથી જરા જાડું કરાવી નાખીશ !' એમ કહીને હસતા હસતા ચમનભાઈ નાહવા ચાલ્યા જાય.

ચમનભાઈ રાત્રે સૂવા જાય ત્યારે પણ પાસે કામના પથારા પડયા હોય. કામ કરીને મોડા સૂએ છતાં વહેલા જાગી જાય અને કામે લાગી જાય. વિદ્યાર્થીઓ તો સૂતી વખતે અને જાગતી

## (૩) આજીવન કેળવણીકાર

ચમનભાઈ સાન્તાક્રુઝ ગુરુકુળમાં બે વરસ રહ્યા ત્યાં લોન ભરાઈ ગઈ હતી. ઘરની આર્થિક ચિંતા રહી ન હતી, કારણકે તેમના મોટાભાઈ ઉમેદલાલ ભણીને સારા હોદ્દા પર ચડી ગયા હતા (એમને પાછળથી 'રાવ બહાદુર'નો ઇલ્કાબ મળેલો અને મામલતદાર થયેલા), એટલે હવે કયા સેવાકાર્યમાં પડવું એ વિષે તે વિચાર કરતા હતા. એ સમયે વઢવાણમાં ફૂલચંદભાઈએ રાષ્ટ્રીયશાળા શરૂ કરી હતી. ધીમે ધીમે શાળા વિકસી હતી અને તેમાં સારા શિક્ષકની ખૂબ જરૂર હતી. મિત્રોએ ચમનભાઈને આ શાળામાં જોડાવા આગ્રહ કર્યો. ચમનભાઈ ગુરુકુળની નોકરી છોડીને પોતાના વતનમાં જ ખીલેલી આ સંસ્થામાં જોડાયા. એમની મૌલિક શિક્ષણશક્તિનો સૌને ખ્યાલ હતો તેથી શાળાનું આચાર્યપદ તેમને જ આપવામાં આવ્યું.

ચમનભાઈએ પોતાની મૌલિક પદ્ધતિથી શિક્ષણ આપવું શરૂ કર્યું અને રાષ્ટ્રીયશાળા વિશેષ વિકસવા માંડી. ચાર ગુજરાતી સુધીની એ શાળામાં ત્રણ અંગ્રેજી વર્ગો ઉમેરાયા અને પછી તો વિનીત સુધી ભણાવવા માટે શાળામાં વર્ગો ખોલવા પડયા. ૨૫૦–૩૦૦ વિદ્યાર્થીઓથી શાળા ધમધમવા લાગી. રાષ્ટ્રીય ભાવનાવાળા ૧૮–૨૦ શિક્ષકો શાળામાં થઈ ગયા.

આ વખતે રાષ્ટ્રીયશાળાનું વઢવાણ કેળવણીમંડળને સ્વરૂપે બંધારણ ઘડવામાં આવ્યું. ચમનભાઈ એ સંસ્થાના આજીવન સેવક નોંધાયા. આજીવન સેવક એટલે આખી જિંદગી સુધી એ જ સંસ્થામાં કામ કરવાની પ્રતિજ્ઞા કરનાર. હરિજનપ્રશ્નને અંગે રાષ્ટ્રીયશાળા અને કેળવણીમંડળે અનેક તડકા–છાંયા જોયા અને સ્વરૂપ ભોગવ્યાં છતાં ચમનભાઈ પ્રતિજ્ઞાને અણિશુદ્ધ વળગી રહ્યા. પણ આવી સ્થિતિમાં અન્ય સાથીદારોને આજીવનસભ્યપદ છોડીને સંસ્થામાંથી છૂટા થતા જોઈને તેમણે છેવટ કહેલું કે: 'કોઈએ આજીવન સેવક તરીકે જોડાવાની પ્રતિજ્ઞા

લેવી નહિ જોઈએ. આપણા સામાન્ય જન માટે એ પ્રતિજ્ઞા પાળવી ઘણી આકરી છે. એ કરતાં અમુક વર્ષ માટે બંધાવું ઠીક છે. વધારેમાં વધારે વીસ વર્ષ તો બસ કહેવાય.'

ચમનભાઈએ આચાર્ય તરીકે એ શાળાની પહેલેથી છેલ્લે સુધીની નીતિ ઘડી. શિક્ષકોના વિકાસ અર્થે એમણે શિક્ષકમંડળ સ્થાપ્યું અને દર અઠવાડિયે ભેગા થઈને શિક્ષકો વિચારણા કરવા લાગ્યા. કઈ પદ્ધતિથી શિક્ષણ આપીએ તો વિદ્યાર્થીઓનો વિકાસ થાય એ માટે શિક્ષણના નવા પ્રયોગોની રોજ ચર્ચાઓ થવા લાગી અને અમલમાં મુકાવા લાગી.

વિનીત સુધી પહોંચવા માટે સાત વર્ગને બદલે એમણે દસ વર્ગ પાડયા અને દરેક વર્ગમાં ગાળવાનો સમય ટૂંકાવી નાખ્યો. સ્વભાવ અને શક્તિ અનુસાર વિદ્યાર્થીઓ ગમે તે વિષય ભણી શકે એવી વ્યવસ્થા કરી. કોઈ વિદ્યાર્થી ગણિતમાં ત્રીજી શ્રેણિમાં હોય તો અંગ્રેજીમાં પાંચમી શ્રેણિમાં હોય. વિદ્યાર્થી પોતાની દરેક શ્રેણિના વર્ગો ભરી શકે એ માટે દસેય વર્ગમાં સંસ્કૃતના સમય વખતે સંસ્કૃત શિખવાતું હોય અને ગુજરાતીના સમય વખતે ગુજરાતી શિખવાતું હોય તેવી તેમણે ગોઠવણી કરી.

કેટલીયે રાષ્ટ્રીયશાળાઓમાં વિદ્યાર્થીને ગમે તે વિષય લેવાની છૂટ હોય છે અને એની શક્તિ અનુસાર ગમે તે શ્રેણિમાં તે બેસી શકે છે, પણ આવી ગોઠવણીને અભાવે, સામસામા સમય કપાવાથી, ઘણા વર્ગોમાં એ હાજર રહી શકતો નથી. ચમનભાઈ ૧૮–૨૦ શિક્ષકોના વર્ગો આવી રીતે એકસરખા ચાલે તેવું કડાકૂટિયું સમયપત્રક માત્ર એક જ રાતમાં તૈયાર કરી નાખતા.

તેમણે વિદ્યાર્થીઓને વિવિધ પ્રવૃત્તિઓમાં રોકીને એમની શક્તિઓને વિકાસનો માર્ગ આપ્યો. ચર્ચામંડળ, પ્રવાસ, શરદ–ઉત્સવ, દેશનેતાઓની જયંતીઓ, વ્યાયામ, રમત, હરીફાઈ વગેરેમાં વિદ્યાર્થીઓનાં મનને તેમણે જોતરી દીધાં. શાળામાં પ્રવૃત્તિ–પ્રવૃત્તિ

આંતરિક સાધના માટે હમેશાં વહેલાં ઊઠીને પ્રાર્થના ને ચિંતન કર્યા કરતા અને વૃત્તિઓના તારેતારને સમજીને તેના પર કાબૂ મેળવવાનો પ્રયાસ કરી રહ્યા હતા. જેમ જેમ તે સાધનામાં આગળ વધતા ગયા તેમ તેમ મૌન પણ વધતું જ ગયું. કર્મ કરવા છતાં કર્મફળથી અલિપ્ત રહેવું એવા નિસ્પૃહી ગીતા–આદેશને જીવનની ક્ષણેક્ષણમાં અને વર્તનના અણુએ અણુમાં ઉતારવા તે મંડી પડયા હતા. આ ચિંતન અને સાધનાથી એમનો આત્મા તત્ત્વજ્ઞાના પંથે પ્રયાણ કરી રહ્યો હતો.

શાળાના કર્તાહર્તા એ જ હતા, છતાં શરદ–ઉત્સવ જેવા સંસ્થાના જબરા વાર્ષિક ઉત્સવમાં પણ એ ભાગ્યે જ ભાગ લેતા. જાહેરમાં આવવાનું તો એમને ગમતું જ નહિ. આખી સંસ્થાનાં ૨૫૦–૩૦૦ માણસ જ્યારે ધામધૂમથી ઉત્સવ ઊજવી રહ્યાં હોય ત્યારે એ પોતે તો છેવાડાની એકાદી ઓરડીમાં કોઈ કાર્ય કરતા જ બેઠા હોય.

આ સમયે તે ફૂલચંદભાઈ સાથે પંજાબમાં ફાળો કરવા ગયેલા. પાછા ફરતાં રસ્તામાં આગ્રા બાર આનાની ટિકિટ લેવી પડે તેટલું છેટું હતું, છતાં ત્યાં ન જતાં ચમનભાઈ સીધા વઢવાણ આવતા રહ્યા. વિદ્યાર્થીઓએ આશ્ચર્ય વ્યક્ત કર્યું : 'તાજમહાલ આટલો નજીક હતો છતાં તમે જોવા ન ગયા !'

ચમનભાઈએ કહ્યું : 'હું ક્યાં તાજમહાલ જોવા ગયો હતો ! હું તો ફાળો કરવા ગયો હતો. મહાત્માજી પાસેથી આપણે એ જ શીખવાનું છે કે જે કામ કરીએ તેમાં જ ધ્યાન પરોવવું, મનને આડે રસ્તે જવા દેવું નહિ.'

૧૯૨૧માં ધ્રાંગધ્રા રાજ્યે હળવદના એક ખાદીસેવકને ખાદી વિષે ગીતો ગાવા માટે મારીને તગડી મૂકેલો એ માટે ફૂલચંદભાઈ એક ટુકડી લઈને હળવદ ગયેલા તેમાં ચમનભાઈ પણ સાથે ગયેલા.

૧૯૨૩માં નાગપુર ઝંડા–સત્યાગ્રહ થયો તેમાં ફૂલચંદભાઈની ટુકડીમાં ચમનભાઈ પણ જોડાયેલા. એમની સાથે એમનો પ્રિય

વિદ્યાર્થી રામનારાયણ પાઠક પંદર વર્ષની ઉંમર છતાં સાથે જવા તૈયાર થયેલ. ચમનભાઈ સિદ્ધાંતપાલનમાં પોતાને માટે વજ્ર જેવા કઠોર હતા છતાં એમનું હૈયું માના જેવું મૃદુ હતું. આ નાના વિદ્યાર્થીને જેલનાં સંકટો સહન કરવા તૈયાર થયેલો જોઈને તે વિદ્યાલયસભામાં ગદ્‌ગદ્‌ થઈ ગયેલા.

છતાં વિદ્યાર્થીનું સત્યાગ્રહમાં જવું તેમને સિદ્ધાંતની રીતે સાચું લાગતું હતું તેથી રોકાઈ જવાની કે એવી કોઈ ઢીલી સલાહ તેમણે આપી ન હતી. વિદ્યાર્થીઓ પાસે પણ નિયમપાલન તો એ કડક થઈને જ પળાવતા છતાં, એમનું અહિંસક માનું હૈયું વિદ્યાર્થીને દુઃખમાં જોઈને આંસુથી ઊભરાઈ ઊઠતું. વિદ્યાર્થીઓ તો શું પણ લીલા ઝાડનાં પાનને કોઈ તોડે તે પણ એ સહન કરી શકતા નહિ.

થોડાં વર્ષ બાદ એક વિદ્યાર્થી આશ્રમમાં માંદો પડેલો. બચે એવી આશા રહી ન હતી. વિદ્યાર્થીનાં માબાપ આવી પહોંચ્યાં. એમને જોઈને ચમનભાઈનું હૈયું ભરાઈ આવ્યું અને માબાપે પોતાના પુત્રના સમાચાર પૂછ્યા ત્યાં તો ચમનભાઈ રડી પડ્યા.

એમનું હૃદય તો ભક્તનું હતું. ધારેલો નિયમ ન પળાય તો તેને માટે એકાંતમાં ગદ્‌ગદ્‌ કંઠે પ્રભુને તે પ્રાર્થના કરતા.

ચમનભાઈ નાગપુર સત્યાગ્રહમાં ગયા, પકડાયા અને તેમને સજા મળી. નાગપુર જેલમાં એમને અનેક કષ્ટ વેઠવાં પડેલાં, પણ એ વિષે એમણે કદી હરફ પણ ઉચ્ચાર્યો ન હતો. સુખ અને દુઃખને જાણે એમણે સરખાં જ ગણી લીધાં હતાં. સુખમાં કદી આનંદ ન માનનાર ચમનભાઈ દુઃખને દુઃખ માનીને વર્ણવવા શાના બેસે? જેવા હસતા મોઢે છતાં મૂકવદને ગયેલા એવા જ હસતા મોઢે અને મૂકવદને એ પાછા ફર્યા અને શાળાના કામકાજમાં લાગી ગયા.

રાષ્ટ્રીયશાળા ફૂલીફાલી રહી હતી. શાળાને વિશેષ વિકસાવવા માટે ગામ બહાર જમીન લેવાઈ હતી અને ત્યાં નવાં મકાન પણ ચણાઈ રહ્યાં હતાં. એ સમયે સંસ્થામાં હરિજન વિદ્યાર્થીઓના

વખતે તેમને કામ જ કરતા જોઈને પૂછે : 'ચમનભાઈ, તમે તે ઊંઘો છો કે આખી રાત જાગ્યા જ કરો છો ?'

ચમનભાઈ જવાબ આપે : 'ઊંઘ આવે ત્યારે સૂઈ જાઉં છું ને જાગું છું ત્યારે ઊઠીને કામ કરવા માંડું છું. પાછલી રાતે જાગી ગયા પછી સૂવું સારું નહિ. આળસુ થઈને પડયા રહેવાય તો કોઈ વાર ખરાબ સ્વપ્નાં આવે. એટલા માટે બાપુજીએ ચાર વાગે પ્રાર્થનાનો સમય રાખ્યો છે. સારામાં સારો વખત ચારથી છનો છે. લાખો રૂપિયા દેતાં ન જડે એવું કીમતી ને કાયમી સુખ એ સમયનો સદુપયોગ કરનારને મળે છે.'

વહેલાં ઊઠવાની એમની આ ટેવ તો છેવટ સુધી ટકી રહી હતી. પંચગનીમાં માંદગીને બિછાને હતા છતાં પાછલી રાતે ભાગ્યે જ ઊંઘતા. કોઈ પૂછે : 'ચમનભાઈ, તબિયત ઠીક નથી છતાં વહેલા કેમ ઊઠો છો ?' તો કહેતા : 'પંખીઓનાં ગીત સાંભળવાની મજા ઊંઘવા કરતાં વધારે આરામ અને આનંદ આપે છે. ઊઠીને ફરવા તો જવાતું નથી, એટલે પડયો પડયો સાંભળું છું.'

ચાલુ વર્ગોમાં પણ ચમનભાઈ વિદ્યાર્થીઓના ઘડતરને માટે જરૂરી એવી વાર્તાઓ કહે અને કવિતાઓ લલકાર્યા કરે. કવિ મૈથિલીશરણ ગુપ્તના 'ભારત-ભારતી'માંથી ફકરાના ફકરા તે વિદ્યાર્થીઓ પાસે ભાવપૂર્વક મીઠી હલકથી લલકારતા :

હમ કૌન થે, ક્યા હો ગયે હૈં,
ઔર ક્યા હોંગે અભી ?
આઓ વિચારેં આજ મિલકર
યે સમસ્યાયેં સભી.

* * *

વહ ભીષ્મ કા ઇંદ્રિયદમન,
ઉન કી ધરા સી ધીરતા,
ઉન કી સરલતા ઔર
ઉન કી વીરતા-ગંભીરતા,

થે એક જન કે અનુકરણ મેં
સબ ગુણોં કી એકતા.

ચમનભાઈ શાળાના વિદ્યાર્થીમંડળના પ્રમુખ હતા. ૧૯૨૨–૨૩માં રાષ્ટ્રીય જાગ્રતિનો જુવાળ હતો. વિદ્યાર્થીઓએ એમના પ્રમુખપદે એકઠા થઈને એક માસમાં ખાદીની ટોપી ને પહેરણ પહેરવાનો ઠરાવ કર્યો, પણ એ ઠરાવ બરાબર પળાતો નથી એમ જોતાં ચમનભાઈએ વિદ્યાર્થીઓ પાસે જાહેર કર્યું : 'ઠરાવ કર્યાને સવા મહિનો થયો છતાં હજી ઘણા મિલનાં પહેરણ પહેરે છે. આપણે જ ઠરાવ કરીએ ને ન પાળીએ એ કેમ ચાલે? હું વિદ્યાર્થીમંડળનો પ્રમુખ છું એટલે જ્યાં સુધી ઠરાવ મુજબ સૌ ખાદીની ટોપી ને પહેરણ ન પહેરે ત્યાં સુધી એક ટંક જમવાનું મેં નક્કી કર્યું છે.'

આ જાહેરાતની વિદ્યાર્થીઓ પર તાત્કાલિક અસર થઈ. કેટલાક મોટા વિદ્યાર્થીઓ પણ એમની સાથે આ એકટાણામાં જોડાયા. ચમનભાઈએ લગભગ બે માસ એકટાણાં કર્યાં ને ઘણાખરા વિદ્યાર્થીઓ ખાદીનાં પહેરણ ને ટોપી પહેરતા થઈ ગયા.

એ જ રીતે શાળાના અન્ય નિયમો પોતે કડકાઈથી પાળતા અને અન્ય પાસે પળાવતા. એમણે એક વાર નિર્ણય કર્યો એટલે પછી અંમે તે ભોગે પાળતા. એમાં જરાયે છૂટછાટ મૂકે નહિ. એ કહેતા : 'જે ભાવના તત્ક્ષણે જ કાર્યમાં નથી પરિણમતી તે ભાવના ભાવના નથી, પણ અધઃપતન માટે તૈયાર કરેલ મનની નિર્બળતાનો ફાંસો છે.'

શિક્ષણ–પ્રવૃત્તિ સાથે એમની સાધના ચાલુ જ હતી. શરીરનું દમન પણ ચાલુ જ હતું. ટાઢ, તડકો, ભૂખ ઇરાદાપૂર્વક તે સહન કરતા અને એ રીતે સહનશક્તિ વધારતા. જરૂરપૂરતું જ ઓઢતા. ક્યારેક તો કડકડતી ઠંડીમાં માત્ર કાગળ પાથરીને અને કાગળ જ ઓઢીને સૂઈ રહેતા. જોડા કે ચંપલ પહેરતા જ નહિ. એ નિયમ તો એમણે વર્ષો સુધી પાળેલો. કપડાં ધોવાથી માંડીને બધાં કામ પોતાને હાથે જ કરતા.

ભાવનગર ગયા. એમના જેવા મૌલિક શિક્ષણકારને ત્યાં નવા સિદ્ધાંતો શું શીખવાના હોય? ત્યાં પણ ક્યારેક જ તે બોલે, પણ જ્યારે બોલે ત્યારે તો એમના મૌલિક વિચારોથી બધા છક થઈ જાય. એક વખત એમને ગિજુભાઈએ કહેલું : 'તમારામાં આટલું બધું જ્ઞાન ભરેલું છે છતાં 'દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક'માં કેમ કાંઈ લખતા નથી? બ્રહ્મરાક્ષસ થશો, બ્રહ્મરાક્ષસ!'

ચમનભાઈએ શાંતિથી જવાબ વાળ્યો : 'લખ્યે શો દી વળે! કાંઈક કરી બતાવીએ પછી લખવું કામનું.'

તે છતાં એમણે 'સ્મરણશક્તિ'વિષયક શિક્ષણના સિદ્ધાંતો ચર્ચતો એક લેખ 'દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક'માં લખેલો. એ લેખે તો ભારે ચર્ચાઓ જગાવેલી. શ્રી. મશરૂવાળાએ પણ એના અનુસંધાનમાં એક લેખ લખેલો. એ બધા લેખોનો જવાબ આપવા ગિજુભાઈએ ચમનભાઈને કહેતાં એમણે જવાબ વાળેલો : 'લેખ લખતી વખતે મેં ક્યાં કહ્યું હતું કે બધાનો જવાબ આપીશ. ભલે ને બધા ચર્ચા કરે!'

ઘણી વાર એમના મિત્રો એમને કહેતા : 'આટલું સુંદર વિચારો છો છતાં કેમ કાંઈ લખતા નથી?'

ચમનભાઈ જવાબ આપતા : 'આમાં એકેય વિચાર નવો નથી. મહાત્માજીએ દરેક બાબત પર પ્રકાશ પાડેલો છે. એ પોતે જ્યાં સુધી વિચારો રજૂ કરી રહ્યા છે ત્યાં સુધી આપણે શા માટે ડહાપણ ડહોળવું! શંકરાચાર્યના જમાનામાં આજના જેટલાં પ્રચારનાં સાધન ન હતાં, છતાં તેમનો મત હિંદને ચારે ખૂણે પ્રસરી ગયો હતો; અને આજે આટલાં સાધન છતાં મહાત્માજીની વાત લોકોને ગળે ઊતરતી નથી—એમાં મને તો એ જ મુખ્ય કારણ લાગે છે કે સૌને પોતાનું ડહાપણ ડહોળવાનું મન થઈ આવે છે. નિઃસ્વાર્થપણે સર્વસ્વ હોમીને મહાત્માજીના સિદ્ધાંતોનો પ્રચાર કરનાર ગણ્યાગાંઠ્યા જ છે. સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ શરૂઆતમાં એવા જ ત્યાગી અને લોકકલ્યાણ અર્થે જીવનારા હતા.'

દક્ષિણામૂર્તિમાં ગિજુભાઈ પાસે રહ્યા એ દરમિયાન ડૉ. મોન્ટેસોરીનું 'પેડેગોગીકલ એન્થ્રોપોલોજી' વાંચેલું અને 'માનવ્યશાસ્ત્ર'ને નામે તેનું ભાષાંતર પણ તેમણે કરેલું. દક્ષિણામૂર્તિ તરફથી એ પ્રકટ થવાનું હતું, પણ દક્ષિણામૂર્તિ બંધ થતાં એ અપ્રકટ રહી ગયું.

એમણે પોતે વધારે પુસ્તકો વાંચેલાં નહિ. શિક્ષણ કે એવા અન્ય વિષયોનાં પુસ્તક પણ એમણે ખાસ વાંચેલાં નહિ. પણ એમનું તાત્ત્વિક ચિંતન જ એમને બધા વિષયોનાં મૂળતત્ત્વો સુધી સહેજે પહોંચાડી દેતું.

પુસ્તકવાચન વિષે એમણે લખ્યું છે કે, 'માત્ર પુસ્તકવાચનથી માણસનું પરિવર્તન થતું નથી. ચોપડીઓ હજારોની સંખ્યામાં ખપે છે અને તેને વાંચનારાની સંખ્યા લાખોની થતી હશે, પણ લાખો માણસો કાંઈ સુધરતા નથી. વાચનથી વર્તન સુધર્યું હોય તેવાની સંખ્યા કાઢો તો તો દશકામાં જ આવે......માણસની ગેરહાજરીમાં તેની છબી જેટલું કામ કરી શકે તેટલું કામ પણ પુસ્તકો કરી શકતાં નથી. આજે પુસ્તકોનો જેટલો મહિમા ગવાય છે તેટલો ખરેખર તેનો મહિમા નથી.' ('તેત્રીસ પત્રો' : પાનું ૭૨)

એ કહેતા કે, 'કોઈ વિચાર વાંચીને કે સાંભળીને ગમ્યો તેથી આપણો થયો ન કહેવાય. તેને અનુભવથી કસીને આચરી જોઈએ તો જ આપણો કહેવાય.'

કોઈ પણ વસ્તુ વિષે ઊંડાણથી વિચાર કરવો, એના સારાસારને ઠેઠ તળિયેથી ખેંચી કાઢવો એ એમની ખાસિયત હતી. આ ખાસિયત એમના સ્વાધ્યાયપ્રિય સ્વભાવમાંથી આવેલી. હમેશાં વહેલાં ચાર વાગે ઊઠીને એ ચિંતન કરવા બેસી જતા અને કલાક–બે કલાક સુધી સ્થિરતાથી સ્વાધ્યાય કરતા. સ્વાધ્યાય એટલે ચાલુ અર્થમાં પુસ્તકવાચન નહિ, પણ આખા દિવસના કામકાજ, મનોવિચાર વગેરે વિષે ઊંડું ચિંતન. સ્વાધ્યાય વિષે એ કહેતા : 'જેમ હજામત કરતાં પહેલાં અસ્ત્રો સલી પર ચડાવવાથી તેજ રહે છે અને હજામત સુંદર

પ્રવેશનો મુદ્દો આવ્યો. આ મુદ્દો પર આખા કાઠિયાવાડમાં આદર્શ જેવી બની ગયેલ આ રાષ્ટ્રીયશાળા ભાંગી જશે એમ ધારીને સંસ્થાના કેટલાયે સંબંધીઓ, મિત્રો અને શાળાના શિક્ષકો સુદ્ધાં એ મુદ્દામાં વિરુદ્ધ પડયા હતા. પણ સરસ્વતીને દ્વારેથી કોઈ શિક્ષણવાંછુ બાળકને જાકારો ન મળવો જોઈએ એવા ફૂલચંદભાઈના નિશ્ચયમાં ચમનભાઈનો સબળ ટેકો હતો. કેટલાક શિક્ષકો તથા વિદ્યાર્થીઓએ તેમને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ એ ન ડગ્યા. છેલ્લો માર્ગ કાઢવા વિદ્યાર્થીઓએ અને શિક્ષકોએ એમને સૂચના કરી: 'ચમનભાઈ, હરિજનોનાં બાળકોને ભણાવવાં હોય તો અમે પોતે વાસમાં ભણાવવા જશું, પણ તમે આ રીતે શાળા કાં તોડી નાખો? તમને એનું કાંઈ દુઃખ નથી થતું?'

ચમનભાઈએ તદ્દન શાંતિથી જવાબ આપેલો: 'ના, ના, મને તો ઊલટો આનંદ થાય છે. અનંતકાળના ગર્ભમાં કેટલીયે મોટી મોટી સંસ્થાઓ અને સામ્રાજ્યો કયાંય ચાલ્યાં ગયાં છે. પણ નબળાને મદદ કરવાનો સબળાનો ધર્મ અને અજ્ઞાનીને જ્ઞાન આપવાની ભણેલાની ફરજ—એ સિદ્ધાંત અફર ટકી રહ્યો છે. આપણી શાળા એ સિદ્ધાંત ખાતર તૂટી જશે તો અમર બની જશે.'

છેવટે રાષ્ટ્રીયશાળામાં હરિજન વિદ્યાર્થીઓ દાખલ પણ થયા અને ગામના લોકોએ પોતાનાં બાળકોને શાળામાંથી ખેંચી લીધાં. રાષ્ટ્રીયશાળાને હરિજન-આશ્રમનું સ્વરૂપ મળ્યું અને નવાં મકાનમાં હરિજન બાળકોથી શ્રીગણેશ થયા. હતાશ થઈને અન્ય શિક્ષકો ચાલ્યા ગયા અને સંસ્થાના આજીવન સભ્યો પણ છૂટા થયા. પણ ચમનભાઈ તો ફૂલચંદભાઈની પડખોપડખ સિદ્ધાંતપાલનમાં અડગ ઊભા રહ્યા. ગઈ કાલે જેમની નીચે ૨૫૦–૩૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા એમની પાસે ૫૦–૭૫ હરિજન વિદ્યાર્થીઓ રહ્યા—પણ જે આનંદ અને ઉત્સાહથી તેઓ ૨૫૦ વિદ્યાર્થીઓવાળી રાષ્ટ્રીયશાળામાં કામ કરતા એ જ ઉત્સાહ અને આનંદથી હરિજન વિદ્યાર્થીઓને ભણાવવા તે બેસી ગયા.

## (૪) સિદ્ધાંતની સરાણે

હરિજન–આશ્રમમાં ચમનભાઈએ હરિજન બાળકો ઉપરાંત એક નવો શિષ્ય–સમૂહ ઊભો કર્યો: લીલાંકુંજાર વૃક્ષોનો. એમને ઝાડનો ઘણો શોખ હતો. હરિજન–આશ્રમમાં ઠેર ઠેર એમણે જાતે ખાડા ખોદીને લીંબડા, સરગવા, આંબલી, ખૂચ, પીપર, ગૂંદાં, બોરડી, ગુલમોર વગેરે રોપ્યાં અને બાળકોને ઉછેરે એટલી જ માવજતથી તે ઝાડને ઉછેરવા લાગ્યા. આ ઉપરાંત કરેણ, મેંદી, વેલ વગેરે પણ વાવ્યાં. આજે વઢવાણ હરિજન–આશ્રમમાં ૧૫૦–૨૦૦ મોટાં ઝાડ બાગાવાના આસપાસના ઉજ્જડ પ્રદેશમાં શીતળ ઝુંડ રચીને ઊભાં છે તેનાં મૂળમાં ચમનભાઈનાં અંગમહેનત અને માવજત સીંચાયાં છે.

વઢવાણમાં મ્યુનિસિપાલિટી ઘણાં વર્ષોથી પ્રજાકીય છે. મ્યુનિસિપાલિટીમાં સુધારો કરવા અર્થે ફૂલચંદભાઈએ હિલચાલ કરેલી. બહારની હિલચાલ ઉપરાંત મ્યુ.માં દાખલ થઈને અંદરથી સુધારો કરવાના વિચારથી ચમનભાઈ મ્યુ. સભ્ય તરીકેની ચૂંટણીમાં પોતાના લત્તામાં ઊભા રહ્યા અને ચૂંટાઈ આવ્યા. મ્યુ. ના સભ્ય તરીકે ચૂંટાયા કે બીજે જ દિવસે વહેલી સવારે તે હાથમાં પાવડો ને સાવરણો લઈ પોતાનો લત્તો સાફ કરવા લાગ્યા. એ લત્તાનો હરિજન એમને સાફસૂફી કરતા જોઈને દોડયો આવ્યો. મ્યુ.ના સભ્ય એટલે તો એક મોટા અધિકારી! એને હાથમાં પાવડો લઈને લત્તો સાફ કરતા દેખી હરિજન બોલી ઊઠયો: 'પણ શાબ્ય, હું વાળું છું, આપ પાવડો–સાવરણો મૂકી દો.'

ચમનભાઈ કહે: 'તુંયે વાળ્ય અને હુંયે વાળું છું.'

આ રીતે, મ્યુ.ના સભ્ય એટલે અધિકારી નહિ, પણ પ્રજાના સેવક છે એમ તેમણે જાતે જ કામ કરીને દાખલો પાડેલો.

હરિજન–આશ્રમમાં બાળમંદિર શરૂ કરવાનું નક્કી થયું એટલે ચમનભાઈ ગિજુભાઈ પાસે એ વિષયનું શિક્ષણ લેવા એકાદ માસ માટે

સાખવો એ અહંકાર છે. પોતાના સમયની મિનિટે મિનિટનો સદુપયોગ કરવામાં જ જગતનું કલ્યાણ રહેલું છે.'

૧૯૨૮માં વઢવાણ રાજ્યે 'સૌરાષ્ટ્રમિત્ર' નામના છાપા પર પ્રતિબંધ ફરમાવ્યો. પ્રજાના પ્રાથમિક અધિકાર પર તરાપ પડતી જોઈને એની સામે વઢવાણમાં એક વિરોધસભા મળી. ચમનભાઈ કદી જાહેરમાં ન બોલતા, પણ પોતાના વતનમાં થતા આવા અન્યાય સામે બોલવું એ આપણી ફરજ છે એમ ચમનભાઈને લાગ્યું એટલે એ વિરોધસભામાં બોલવા માટે તૈયાર થયા. આટલાં વર્ષે પહેલી જ વાર જાહેરમાં બોલવા માટે ચમનભાઈ તૈયાર થયા એટલે મુખ્ય વક્તા તરીકે એમને જ નક્કી કરવામાં આવ્યા. ચમનભાઈ બોલવા ઊઠયા અને પોલીસે લાઠીમાર ચલાવ્યો. ચમનભાઈ બોલતા રહ્યા ને પોલીસ લાઠી મારતી રહી. પોતાની જગ્યાએથી ન એ ડગ્યા કે ન એમણે ચુંકાર કર્યો. એ પછી તેમને બધાને પકડીને પોલીસ-કસ્ટડીમાં લઈ ગયા. ફૂલચંદભાઈએ એમને પૂછયું : 'કેવુંક વાગ્યું, ચમનભાઈ?'

મુખ પર એટલી જ પ્રસન્નતા સાથે એમણે જવાબ દીધો : 'ના, ખાસ કાંઈ નહિ.'

'જોઈએ?' કહીને ફૂલચંદભાઈએ એમનું પહેરણ ઊંચકતાં તો વાંસા પર સોટીઓના મોટા સોળ ઊઠેલા જોયા !

'આને 'કાંઈ નથી વાગ્યું, એમ કહો છો ?' ફૂલચંદભાઈએ પૂછયું.

ચમનભાઈના મુખ પર એ જ હાસ્યના ફરકાટ સિવાય અન્ય જવાબ ન હતો.

ચમનભાઈ જેવા સંતને પણ માર પડયો છે જાણીને વઢવાણની જનતા રોષે ભરાઈ. ચમનભાઈ-ફૂલચંદભાઈ બધાને તરત જ છોડી દેવા રાજ્ય પાસે પ્રજાએ માગણી કરી. રાજ્યે તેમને છોડી મૂકયા અને મારનાર અમલદારો વતી રાજ્યે દિલગીરી દર્શાવી.

ચમનભાઈ તો પાછા આ જાહેર પ્રસંગ પછી પોતાના મૂક સેવા-કાર્યમાં લાગી ગયા.

## (૫) સ્વાતંત્ર્ય-સંગ્રામમાં

૧૯૩૦માં સ્વાતંત્ર્ય-સંગ્રામ આવ્યો. ચમનભાઈ વઢવાણ કેળવણી મંડળના આજીવન સભ્ય તરીકે જોડાયા હતા અને ઘણા આજીવન સભ્યો ચાલ્યા ગયા હતા છતાં પોતે એ પ્રતિજ્ઞા પાળી રહ્યા હતા. છતાં આવો રાષ્ટ્ર-વ્યાપી સંગ્રામ શરૂ થાય તેમાં જોડાવાની પોતાની ફરજ છે એમ તેમને લાગ્યું. એટલે સંગ્રામમાં જોડાવા પૂરતું આજીવન સભ્ય તરીકેનું રાજીનામું આપીને તે સત્યાગ્રહમાં જોડાયા. એમની ટુકડીના નાયકને પકડી લઈને અન્ય સૌને છોડી મૂકવામાં આવ્યા. ચમનભાઈ વિરમગામ ગયા. વિરમગામમાં ચાલતી અંને છાવણી તેમને સોંપવામાં આવી. તેમને પકડાવાની ના પાડવામાં આવી હતી. છાવણીમાં લગભગ ૨૦૦-૩૦૦ સૈનિકો હતા, પણ નવીન જ લડાઈ અને અણુપલોટ સૈનિકો! ચમનભાઈ કોઈને ઊંચે સાદે કહી શકે નહિ. પરિણામે છાવણીમાં તોફાન ચલ્યા કરે. ઘણા સૈનિક ચીંધ્યું કામ પણ ન કરે. ચમનભાઈ તેમના પર કડક થવાને બદલે પોતાને હાથે કામ કરી નાખે.

એક વાર ચમનભાઈ છાવણીમાં સૂતેલાને સૈનિકો તોફાને ચડ્યા. સામસામા ચંપલના ઘા શરૂ થયા. એક ચંપલ ઊડ્યું અને એક ખૂણામાં ચમનભાઈ સૂતેલા તેમને વાગ્યું-છતાં ચમનભાઈ કાંઈ ન બોલ્યા. સૈનિકો શરમાઈ ગયા અને પછી તેઓ તોફાન ભૂલ્યા.

છાવણીમાં પણ ચમનભાઈ રાત-દિવસ કામ કરતા અને કોથળા પર સૂઈ રહેતા. વિરમગામ છાવણી ઘણી સાદી ગણાતી. જેલને અનુરૂપ ત્યાંનું ખર્ચ ગોઠવવામાં આવેલું. જેલવાસીઓ સાથે તાદાત્મ્ય સાધવા એ છાવણીમાં ભાખરી, શાક, દૂધનો સાદો ખોરાક નિયત થયેલો. પણ પાસેના પ્રદેશ નળકાંઠાનાં બ્રિટિશ હકૂમતનાં ગામડાંમાં ચમનભાઈને જવાનું થતું તેથી તે લોકોની ગરીબાઈ જોઈને ચમનભાઈ તો માત્ર ભાખરી ને છાશ જ ખાતા. સૈનિકોને ચડ્ડી-બાંડિ-

થાય છે, તેમ દિનચર્યા શરૂ કરતાં પહેલાં સ્વાધ્યાયથી મનને અંતર્મુખ કરી લેવાથી કાર્યમાં રાગદ્વેષ ઉત્પન્ન થતા નથી.'

એક મહિનો દક્ષિણામૂર્તિમાં રહી આવ્યા બાદ ચમનભાઈએ વઢવાણ આવીને બાળમંદિર શરૂ કર્યું.

ચમનભાઈ જેવા ગંભીર માણસ બાળકોને કેવી રીતે ભણાવી શકશે એમ ઘણાએ આશ્ચર્ય પ્રગટ કર્યું, પણ બાળમંદિર ચલાવવા બેસતાં ચમનભાઈએ જાણે આખો સ્વભાવ જ બદલી નાખ્યો. અન્ય પાસે ગંભીર દેખાતા ચમનભાઈ બાળકો પાસે બાળક જેવા જ ખુશમિજાજી અને આનંદી થઈ ગયા. બાળકોની વચ્ચે નાચી-કૂદીને ગીતો પણ ગાવા લાગ્યા અને બાળમંદિરમાં ૭૫-૧૦૦ બાળકોની સંખ્યા થઈ ગઈ.

ચમનભાઈ બાળકોને મોન્ટેસોરી-પદ્ધતિ અનુસાર શિક્ષણ આપવા લાગ્યા, પણ ચમનભાઈને તો એ સિદ્ધાંતો અમલમાં મૂકતાં ઘણા સુધારાવધારા કરવા જેવું લાગ્યું. પોતે એ રીતે સુધારો-વધારો કરતા ગયા અને શિક્ષણ આપતા ગયા. નવા સુધારાને વધારે કસ્યા પછી બહાર પાડવા એમને ઇચ્છા હતી પણ તે પાર ન પડી.

બાળમંદિરમાં જે સ્વાતંત્ર્ય આપવામાં આવે છે એથી બાળકોનો સાચો વિકાસ થાય છે કે નહિ એ ફરી ફરીને તપાસવાનો એમનો આગ્રહ હતો. સ્વાતંત્ર્યને નામે આપણે બીજી જ કોઈ વસ્તુ નથી આપી દેતા ને, એ પ્રત્યે ધ્યાન આપવાનું તે ખાસ કહેતા.

બાળકોને સાચું શિક્ષણ આપવા માટે માતાપિતા માટે, અને ખાસ કરીને તો માતાઓ માટે, તાલીમ-વર્ગો હોવા જોઈએ એમ તે કહેતા હતા. બાળશિક્ષણનો સાચો ફેલાવો માતાઓ દ્વારા જ થઈ શકશે એવું તેમનું મંતવ્ય હતું.

એ સમયે મોન્ટેસોરી-પદ્ધતિનાં બાળમંદિરનાં સાધનોનું ખર્ચ આશરે ૨૫૦-૩૦૦ રૂપિયા આવતું હતું. હિંદ જેવા ગરીબ દેશને બાળ-કેળવણી માટે આટલું બધું ખર્ચ પોષાઈ ન શકે એમ

ચમનભાઈને લાગ્યું એટલે એમણે પોતે પોતાના જ ખર્ચે વઢવાણના એક મિસ્ત્રી પાસે પોતાની દેખરેખ નીચે સૂચનાઓ આપીને મોન્ટેસોરી-પદ્ધતિનાં શાસ્ત્રીય સાધનો બનાવરાવ્યાં અને છ–સાત મહિને એમાં સફળ થયા. એની કિંમત માત્ર રૂ. ૭૫ થઈ. જે પરદેશી સાધનોના ૨૫૦–૩૦૦ બેસતા તેના અત્યારે માત્ર ૭૫–૭૬ રૂ. બેસે છે. આજે ગુજરાતમાં ઘણે સ્થળે મોન્ટેસોરીનાં સાધનો આટલી સસ્તી કિંમતે બનાવાય છે તેનો યશ ચમનભાઈને ઘટે છે.

ધીમે ધીમે બાળમંદિરની સહાય ઘટવા લાગી એટલે ખર્ચ ઘટાડયા વિના છૂટકો ન હતો. એ વખતે વઢવાણ શહેરમાંથી બાળકોને બાળમંદિરે લાવવા માટે ખટારો ચાલતો. ખટારાના ડ્રાઈવરને માસિક ૨૫–૩૦ રૂપિયા આપવા પડતા. ચમનભાઈએ તરત જ ડ્રાઈવિંગનું સંપૂર્ણ કામ શીખી લીધું અને ખટારા–ડ્રાઈવરનું ખર્ચ કાઢી નાખ્યું.

પણ ધીમે ધીમે બાળમંદિર પણ તૂટયું, આશ્રમમાં માત્ર ૯–૧૦ બાળકો જ રહ્યાં, છતાં પણ ચમનભાઈ તો તેમને એકધારા આનંદ તેમ જ એકસરખા ઉત્સાહથી ભણાવતા.

> 'અલી વાઘરણ રે તારા વાડામાં ચીભડાં વાવ્યાં,
> 'વાવ્યાં, માબાપ વાવ્યાં...'

એવાં ગીતો નાચી–કૂદીને બાળકોને સંભળાવતા તેમ જ સમજાવતા.

એમને આ સ્થિતિમાં જોઈને એક જૂના વિદ્યાર્થીએ એમને પૂછેલું: 'તમને આ પાંચ–સાત છોકરાં લઈને બેસી રહેતાં કંટાળો નથી આવતો ? કયાં રાષ્ટ્રીયશાળા વખતની જાહોજલાલી અને કયાં આજની દીન દશા ?'

ચમનભાઈએ હમેશની શાંતિથી જવાબ દીધેલો: 'કેટલા વિદ્યાર્થીઓને આપણે ભણાવ્યા તે જોવાનું નથી. આપણા સમયનો લોકહિતાર્થે કેટલો સદુપયોગ કર્યો તે જોવાનું છે. એમ તો મહાત્માજીએ કેટલાકને સુધારી દીધા હશે ? ઘણાને સુધારવાનો લોભ

વાનો જ પોશાક મળતો તેથી પોતે પણ ચડ્ડી–બાંડિયું પહેરવાં શરૂ કર્યાં–પણ લોકો તેમને 'છોટા મહાત્મા' કહેવા લાગ્યા એટલે તેમણે એ પહેરવાં છોડી દીધાં.

છાવણીમાં સૈનિકો સાથે ઘણી વખત તાત્ત્વિક ચર્ચાઓ થતી ચમનભાઈ સૈનિકોને માર્ગદર્શન આપતા. સૈનિકો ક્યારેક આવા આવ સવાલ પૂછતા: 'બિનડ્રેસી પોલીસ માર મારે તો તેનો માર શા મા સાંખી લેવો? કેસ કેમ ન કરવો? તેને બાંધીને કેમ ન લાવવો?'

ચમનભાઈ કહેતા: 'આ યુદ્ધ સત અને અસત વચ્ચેનું છે. તેમ મારનાર, જુલમ કરનાર, આસુરી પક્ષ છે અને સહન કરનાર સતના પક્ષે છે. તેમાં પહેરવેશ સાથે કાંઈ સંબંધ નથી.'

કોઈ સગવડિયો માર્ગ કાઢવા નિખાલસતાથી પૂછતા 'ધારાસણામાં મીઠું લેવા જતાં માથે તાંસળી બાંધીને જઈએ તે મીઠું ઉપાડી લાવી શકાય, કેમકે લાકડી ઝીલી શકાય. આ રસ્તે લેવામાં કાંઈ હરકત ખરી?'

ચમનભાઈ જવાબ દેતા: 'આપણો હેતુ મીઠું લૂંટવાનો નથ મીઠું આપણું છે તે હક્ક સાબિત કરવા વધારેમાં વધારે બલિદા આપવાનો અને તેમ કરીને અન્યાયને ઉઘાડો પાડવાનો આપણો હેતુ છે

વિરમગામના મુખ્ય કાર્યકર તરીકે એમને અવારનવાર ગામડાંમ ભાષણ આપવા જવાનું થતું. તે રીતે તેમને માંડલ ભાષણ આપ વાનું આમંત્રણ મળેલું. વિરમગામથી માંડલ પંદરેક ગાઉ દૂર થા એ દિવસોમાં તો સામાન્ય કામમાં પણ મોટર વપરાતી ચમનભાઈ તો વહેલા ઊઠીને ચાલી નીકળ્યા. માંડલનું મહાજન ખા મોટરમાં નહિ તો છેવટ ભાડૂતી ખટારામાં ચમનભાઈ આવશે એ ધારીને ખટારાના સ્ટૅન્ડ પર વાટ જોતું ઊભેલું. ત્યાં તો ટૂં પનિયું, પહેરણ, માથે ટોપી, નિકલનાં ચશ્માં અને પાતળી સો જેવા પગ ઘૂંટણ સુધી ધૂળે ભરાયેલા–એવા વેશે ચમનભાઈ ઊ માર્ગે ચાલ્યા આવે છે!

મહાજને સ્વાગત કરી પૂછયું: 'કેમ પગે ચાલતા આવ્યા?'

'મનમાં થયું કે નકામા પૈસા શા માટે ખરચવા? ચાર વાગ્યે વહેલો ઊઠીને ચાલી નીકળ્યો. હજી મોટરને તો વાર છે ને?'

મહાજન તો સ્તબ્ધ જ થઈ ગયું! ચમનભાઈની સાધુતાની એમના પર સારી અસર થઈ અને એમનો બોલ માથે ચડાવીને પરદેશી કાપડ પર સીલ કરી દીધાં.

તહકૂબી વખતે પણ એ વિરમગામમાં જ રોકાયેલા. ઠક્કરબાપાને વિરમગામ તાલુકામાં હરિજનોના કેટલા કૂવા છે તેની તાત્કાલિક પાકી નોંધ જોઈતી હતી. તાલુકાનાં ૧૦૫ ગામ એ પગે ચાલીને ફરી વળ્યા. બપોરે માત્ર એક જ કલાક જમવા પૂરતા રોકાતા. બાકીના સમયમાં સવાર, સાંજ કે ખરો બપોર જોયા વગર ફરી ફરીને ૧૦૫ ગામનો એમણે તરત જ સંપૂર્ણ નકશો બનાવીને મોકલી દીધો.

ગામડાંમાં ફરતાં ફરતાં એમને લાગ્યું કે ચાલવાની ઝડપ વધારવી જોઈએ. એટલે રેલના સલેપાટ પર ચાલીને, લાંબાં ડગલાં ભરવાની તથા ઉતાવળે ચાલવાની એમણે ટેવ પાડી દીધી.

લોકોમાં કામ કરતાં એમને લાગ્યું કે મિલનસાર સ્વભાવની જરૂર છે, એટલે એમણે પોતાના અતડા સ્વભાવને ફેરવીને મિલનસાર બનાવવા પ્રયાસ આદર્યો. થોડા વખતમાં જ લોકો સાથે હસીને હળવા-મળવાની ટેવ તેમણે પાડી દીધી. ને પછી ક્યારેક ક્યારેક ચમનભાઈ મિત્રોની ટોળ-મજાક પણ કરી લેતા. વિરમગામ તાલુકાનાં ગામડાંમાં એ નાટકો ભજવતા. એમાં પોતે ભરવાડ થતા અને પોતાનો પાઠ ભજવતાં ભજવતાં નવા તુક્કા ઉઠાવી સામા પાત્રને કહેતા: 'તે હેં સગન કાકા, આ પરશોતમ પટલ એકલા દહ જોડ જનડા રાખે સે તે એને લાજ પગ હશે?'

આ રીતે ગંભીર અને અતડા રહેનાર ચમનભાઈ થોડા વખતમાં જ લોકો સાથે ભળી ગયા.

એકાંતપ્રેમી સ્વભાવને કારણે કે ચાહીને કેળવેલા મૌનને કારણે—ચમનભાઈ જાહેર ભાષણ કરી શકતા નહિ. થોડુંક ભાષણ કરતાં એ બોલવામાં ફગી જતા અથવા લાગણીમાં ખેંચાઈ જતા. લોકોમાં કામ કરવા માટે ભાષણની શક્તિ હોવી જોઈએ એમ તેમને લાગ્યું એટલે એ પણ તે કેળવવા લાગ્યા.

આટલા સમયના ગામડાંના પ્રત્યક્ષ સંસર્ગથી એમને જણાયેલું કે આપણી પ્રજા પૂરી તૈયાર નથી, અને રચનાત્મક કાર્ય બરાબર કરવામાં આવે તો સહેજે રાજ્યસત્તા લોકોના હાથમાં આવી જ જાય. આ માટે તેમણે સ્વાતંત્ર્ય–સંગ્રામ પૂરો થયા બાદ વિરમગામ તાલુકાનાં ગામડાંમાં બેસીને રચનાત્મક કાર્ય કરવાનો નિર્ણય પણ કરેલો.

તહકૂબીના દિવસો દરમિયાન ફૂલચંદભાઈ કાઠિયાવાડનાં રજવાડાંમાં એક પછી એક લડતો લડી રહેલા હતા, પણ ચમનભાઈ તેમાં સમજપૂર્વક જોડાયા ન હતા. તે માનતા કે દેશી રજવાડાંની આ લડતોમાં તાત્કાલિક વિજય મળવા છતાં પ્રજાની બિનતૈયારીને કારણે સર્વાંશે એ સત્યાગ્રહો સફળ થવાના નથી.

તહકૂબી બાદ ફરીથી સત્યાગ્રહ ઊપડ્યો. ગયે વખતે પાછળ રહીને કામ કરનાર આ શાંત માણસની શક્તિ વિષે સરકારી અમલદારોને ખ્યાલ આવી ગયો હતો એટલે પહેલે જ ઝપાટે એમને પકડી લીધા. સજા ફરમાવ્યા બાદ તેમને માટે 'બી' કલાસની ભલામણ કરીને ન્યાયાધીશે પૂછ્યું: 'તમારે કાંઈ કહેવું છે?'

ચમનભાઈએ માત્ર આટલું જ કહ્યું: 'મને 'સી' કલાસ આપજો.'

પ્રથમ સાબરમતી જેલમાં તેમને રાખ્યા. ત્યાંથી તેમને યરવડા લઈ ગયા, પણ અહીં તેમનું શરીર લથડ્યું. છાવણીમાં બે વરસ સુધી રાત–દિવસ જોયા વગર કામ કરેલું, ચોમાસામાં પણ કોથળાભર સૂતેલા, નળકાંઠાની ભયંકર ગરીબી જોઈને માત્ર છાશ–ભાખરી જ ખાધેલાં, તેથી તેમનું શરીર નિર્બળ તો બની ગયું હતું. તે નિર્બળ

શરીર જેલની હાડમારીને કારણે ભાંગી પડયું. થૂંકમાં લોહી પડવા માંડયું અને એક દિવસ લોહીની ઊલટી પણ થઈ. ક્ષયનાં ચિહ્ન જણાવા લાગ્યાં. એમના કુટુંબમાં કોઈ કોઈને ક્ષય પણ થયેલ હતો. ચિહ્નો જોઈને નક્કી થયું કે ક્ષય જ થયેલ છે. જેલ-સત્તાવાળાઓએ એમના દર્દને ક્ષય તરીકે ન ગણાવ્યું અને તે દર્દ માટે જોઈતી સગવડ કે દવા ન આપ્યાં. પોતાની મેળે તો કાંઈ જ ન માગવાનો ચમનભાઈનો સ્વભાવ હતો. અન્ય મિત્રો એમને માટે સત્તાવાળા પાસે કાંઈ ખાસ માગણી કરે તે પણ એમને ગમતું નહિ.

એક વખત તપાસ વખતે જેલ-સુપરિન્ટેન્ડેન્ટે એમનું શરીર જોઈને પૂછેલું: 'તમારે દૂધ જોઈએ છે?'

ચમનભાઈએ જવાબ આપ્યો: 'ના.'

પણ ફૂલચંદભાઈને ચમનભાઈની આ સ્થિતિની વિસાપુર જેલમાં ખબર પડતાં તેમણે ગાંધીજી પર સંદેશો મોકલ્યો. ગાંધીજી યરવડા જેલમાં બીમાર દર્દીઓની સંભાળ રાખતા એટલે તેમણે જેલ-સુપરિન્ટેન્ડેન્ટને ચમનભાઈને માટે ખાસ ભલામણ કરેલી. સુપરિન્ટેન્ડેન્ટ ફરી વખત તપાસ માટે આવ્યા ત્યારે તેમણે ચમનભાઈને પૂછયું: 'તમારે દૂધ જોઈએ છે?' ચમનભાઈએ કહ્યું: 'ના.' ફરીથી એ જ જવાબ મળેલો જોઈને સુપ્રિ.એ પૂછયું: 'તમારે કેમ દૂધ નથી જોઈતું?'

ચમનભાઈએ કહ્યું: 'કેદી તરીકે મારા શરીરને કયા ખોરાકની જરૂર છે તે આપને નક્કી કરવાનું છે, મારે નહિ.'

પાછળથી ચમનભાઈને દૂધ અને ઘઉંની રોટલી જેલ-સત્તાવાળાઓએ આપવી શરૂ કરી. પણ શરીર ઘણું જ લથડી ગયું હતું. છતાં શરીર ચાલ્યું ત્યાં સુધી પોતાનાં કપડાં ચમનભાઈ હાથે જ ધોતા અને વાસણ પણ માંજતા. થોડા વખત બાદ આપોઆપ દૂધ બંધ થઈ ગયું. તેમણે ફરીથી માગણી ન કરી. અન્ય મિત્રોએ દૂધ માટે હિલ-

ચાલ કરી, પણ તેમણે બધાને ના પાડી દીધી. પરિણામ એ આવ્યું કે ક્ષય વધારે સ્થાન જમાવી બેઠો. એમના શરીરની સ્થિતિ જોઈને મિત્રોએ વળી એમને છોડાવવા માટે પ્રયત્નો આદર્યા. ખબર પડતાં ચમનભાઈએ તરત જ બધાને ના સંભળાવી દીધી. એવી જ સ્થિતિમાં એમણે સજા પૂરી કરી. છૂટયા ત્યારે તો બચી શકશે કે કેમ તેવી કોઈને આશા રહી ન હતી.

## (૬) વિદેહાવસ્થા

જેલમાંથી છૂટયા બાદ આટલી બધી માંદગી છતાં કાંઈ દવાદારૂ કરાવ્યા વગર ચમનભાઈ તો પાછા વઢવાણ આવતા રહ્યા. પણ ફૂલચંદભાઈ છૂટીને આવ્યા કે તરત તેમણે તબિયત સુધારવા ચમનભાઈને પંચગની મોકલ્યા. તેમની સારવારમાં એક પછી એક મિત્રો પોતાની મેળે આવીને ત્યાં રહેવા લાગ્યા. શરૂઆતમાં તે ડૉકટરની દવા વગેરે લેતા અને દૂધ–માખણ ખૂબ ખાતા. ઘણો વખત આ રીતે પ્રયાસ કર્યો, છતાં તાવ ઊતર્યો નહિ. પંચગનીમાં તેમની પાસે મુંબઈના શ્રી. નાનુભાઈ ભટ્ટ નામના એક ડૉકટર રહેતા હતા, તેમની સાથે તેમનો પરિચય થયો. ડૉકટરનું લક્ષ્ય આ સાધુ-મૂર્તિ તરફ ગયું. ડૉકટરને એમનું શરીર સુધારવાની સહેજે ઇચ્છા થઈ. ડૉકટર કુદરતી ઉપચારમાં માનનારા હતા. તેમણે ચમનભાઈ પાસે કુદરતી ઉપચારનાં પુસ્તકો મૂકયાં. ચમનભાઈએ તે પથારીમાં પડ્યા પડ્યા મિત્રોને મુખેથી ઊંડા રસથી સાંભળ્યાં. ચમનભાઈને એમાં શ્રદ્ધા બેઠી એટલે ડૉકટરે તેમને તમામ દવા, ઈંજેકશન, અનાજ વગેરે છોડી દઈ કુદરતી ઉપચાર કરવા સલાહ આપી. ચમનભાઈને ધીમે ધીમે દેહ પરથી વિશ્વાસ ઊઠતો જતો હતો અને દેહનું મમત્વ પણ ઘટતું જતું હતું. આથી તેમણે એ અખતરા શરૂ કરતાં 'આ નવા અખતરાથી દેહ પડી જાય તોયે મને તો હર્ષશોક નથી' કહી ડૉકટરની સલાહ અનુસાર કુદરતી ઉપચાર આદર્યા.

સૂર્યસ્નાન, કટિસ્નાન, માટી ને ઠંડા પાણીના ઉપચાર, ખુલ્લામાં ચોવીસે કલાક સૂઈ રહેવું—વગેરે તેમણે શરૂ કર્યું અને કાચાં શાક-ભાજી, ફળફળાદિ તેમ જ દૂધ ઉપર રહેવા લાગ્યા.

અખતરા શરૂ કરતાં તો એકદમ તાવ વધ્યો અને ઝોબો પણ આવી ગયો. મિત્રોને ચિંતા થવા લાગી. પણ ચમનભાઈએ કુદરતી ઉપચાર ન છોડ્યા. ધીમે ધીમે તાવ ઘટવા માંડ્યો અને થોડા સમયમાં તાવે રજા લીધી તેમ જ શરીરમાં લાલાશ પણ આવી ગઈ. ધીમે ધીમે આંખનાં ચશ્માં પણ તેમણે આ ઉપચારોથી દૂર કર્યાં. મુંબઈના એક મોટા ડૉકટરે 'એકસ–રે'થી ફોટો લઈને કહેલું કે 'આ માણસ ચાર માસમાં મરી જશે.' એને બદલે તેમનું અધમણ વજન વધ્યું. આટલું વજન તો ચમનભાઈ યુવાનીમાં સંપૂર્ણ તંદુરસ્ત હતા ત્યારે પણ ન હતું. આવા તંદુરસ્ત દેહે પંચગનીથી વઢવાણ ૧૯૩૬માં તે પાછા આવ્યા ત્યારે જૂના મિત્રો પણ ન ઓળખી શકે તેવું તેમનું શરીર થઈ ગયું હતું.

પંચગની તે દોઢ–બે વરસ રહ્યા. એ દરમિયાન થયેલું હજાર–દોઢ હજાર રૂપિયાનું ખર્ચ મિત્રોએ રાજીખુશીથી સામે ચાલીને આપેલું. ચમનભાઈએ બધા ખર્ચનો પાઈએ પાઈનો હિસાબ રાખેલો અને એ દોઢ હજાર રૂ.માં પાંચ, દસ કે પંદર રૂપિયા આપનારને પણ પાઈએ પાઈનો હિસાબ પહોંચાડેલો. કોઈએ કહેલું : 'પણ આ તો અમે તમને અંગત રીતે આપ્યા હતા, એનો હિસાબ હોય ?'

ચમનભાઈ બોલ્યા : 'પણ મેં તો સમાજના એક માણસ પાસેથી પૈસા લીધા છે ને ? એ લેવાનો મારો શો અધિકાર હતો ? પૈસા તો પાછા આપી શકું તેમ નથી, ત્યારે એનો હિસાબ તો ચોખ્ખો આપવો જોઈએ ને ?'

વઢવાણ પાછા આવીને ચમનભાઈએ તરત આશ્રમમાં હરિજન-શાળા શરૂ કરી દીધી. એ તો સંસ્થાના આજીવન સભ્ય હતા, અને

છૂટા તો સ્વાતંત્ર્યસંગ્રામ પૂરતા જ થયા હતા. આ સમયે ફૂલચંદભાઈ માંદા હતા તેથી શાળાનાં ચારે ધોરણ પોતે એકલા જ ચલાવવા લાગ્યા.

એમાં પણ તે શિક્ષણવિષયક નવા નવા અખતરા કરતા. ચારે ધોરણને એકલે હાથે કેમ પહોંચી શકાય ? એમણે નવો પ્રયોગ આદર્યો. પોતે ચોથા ધોરણવાળાને ભણાવે. એ પછી ચોથા ધોરણ-વાળા ત્રીજા ધોરણને, ત્રીજા ધોરણવાળા બીજાને—એમ એકડિયા સુધી ગોઠવણ એમણે કરેલી. ક્યારેક શિક્ષણ કેમ અપાય તેની સૂચનાઓ વિદ્યાર્થીઓને આપ્યે જતા. આ અખતરાને અંતે તે કહેતા : મોટા માણસ કરતાં બાળકમાં શીખવવાની વિશેષ સ્વાભાવિકતા અને કુશળતા હોય છે, કારણકે બંને સમવયસ્ક હોવાથી એકબીજાની મુશ્કેલીને તરત જ કળી જાય છે ને તેનો સાહજિક રીતે નિકાલ લાવી શકે છે.'

અહીં પણ એમના કુદરતવિષયક અખતરા ચાલતા. એક માત્ર નાનો ટુવાલ લપેટી રોજના પાંચ–છ માઈલ ચાલવું, જમીનમાં દટાઈ રહેવું, વગેરે પ્રયોગો તે કર્યા કરતા.

વઢવાણ જેવા સુક્કા પ્રદેશમાં અન્ય મોંઘાં ફળો ખાવાને બદલે દૂધ અને ખજૂર ખાતા. લીલોતરીમાં દૂધી, મૂળા, મેથી જેવી તદ્દન સોંઘી વસ્તુઓ જ લેતા.

એ કહેતા કે પોતાના વતનમાં થતાં ફળો પર જ નભવું એ કુદરતી ઉપચારનો પ્રથમ પાયો છે.

આ દિવસોમાં તેમણે કુદરતી ઉપચારોના જનક એડોલ્ફ જુસ્ટના પુસ્તક 'રીટર્ન ટુ નેચર'નો 'કુદરતમય જીવન' નામે આપણા દેશને માફક આવે એ રીતે અનુવાદ કર્યો અને પોરબંદરની 'લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા' દ્વારા એ પુસ્તક પ્રકટ થયું. એ પુસ્તક એમના મૌલિક વિચાર અને અખતરાઓથી ખૂબ વખણાયું અને એની બીજી આવૃત્તિ પણ નીકળી. એ પછી 'ખોરાક' નામે બીજું પુસ્તક તેમણે લખ્યું અને તે પણ એ જ સંસ્થા દ્વારા પ્રકટ થયું. આ પછી 'દવાને બદલે દેહશુદ્ધિ' પુસ્તક લખતા હતા પણ તે અધૂરું રહી ગયું.

કુદરતી ઉપચારોથી શરીર સારું થયેલું, પણ દર્દ તો ક્ષયનું હતું ! ! બીજી બાજુ ચમનભાઈએ તો રાતદિવસ જોયા વગર શ્રમ શરૂ રી દીધો. આ દિવસોમાં ફૂલચંદભાઈ વધારે માંદા પડતાં તેમને ઈને શિવાનંદજી પંચગની ગયા, એટલે આશ્રમનું કામ પણ તેમણે પાડી લીધું. આશ્રમમાંથી રાંધનારી બાઈ ચાલી જતાં તે વિદ્યાર્થીઓને ધી બનાવવા પણ લાગ્યા. સાજો માણસ પણ ન કરે એટલું કામ દિનરાત જોયા વગર ખેંચવા લાગ્યા. તાવ શરૂ થયો. ખોટી ગરમી ધી ગઈ. પેશાબ બંધ થઈ ગયો અને વઢવાણ કૅમ્પની હૉસ્પિતાલનો માશરો લેવો પડયો. ધીમે ધીમે શરીર સારું થયું કે વળી પાછા માશ્રમમાં આવીને પૂર્વવત્ કામે ચડી ગયા.

આટઆટલા કુદરતી ઉપચાર કરવા છતાં ક્ષય ઊથલો મારી શકયો મે જોઈને તેમને દેહ પરથી મોહ ઊઠી ગયો. ઉપચારોથી શરીર સારું ાય, પણ એની પાસેથી ધાર્યું કામ તો ન જ લઈ શકાય એમ મને લાગી ગયું. આથી એમને થયું કે કુદરતી ઉપચારો વડે દેહને કાવી રાખીને થૂંકને સાંધે કયાં સુધી જીવવું !

આત્મા અમર છે અને દેહ તો વસ્ત્ર જેવો છે. જૂનું વસ્ત્ર દલાવીને નવું પહેરીએ તેમ જીર્ણ દેહ છોડવો એટલે નવો દેહ પ્રાપ્ત રવો—એ તત્ત્વજ્ઞાન એમને મન ઔપચારિક વાત ન હતી, પણ માંતરિક શ્રદ્ધાની વાત હતી. એટલે ધીમે ધીમે તે દેહ પ્રત્યે વિશેષ । વિશેષ ઉદાસીન ને નિર્મોહ થતા ચાલ્યા. આ દેહ પાસેથી જેટલું ઈ શકાય તેટલું કામ લઈ લેવાનો તેમણે નિર્ણય કર્યો અને શરીર ાસેથી શત્રુની જેમ કામ લેવા લાગ્યા.

ઉનાળો આવતાં ફરીથી શરીર લથડયું. એમને થયું કે હવે શરીર કશે નહિ એટલે તેમણે ઋષિકેશ ચાલ્યા જવાનું નક્કી કર્યું.

મિત્રોએ કારણ પૂછતાં તેમણે જવાબ આપ્યો : 'અહીં રહીશ ા મારા શરીરની સ્થિતિ જોઈ મા દુઃખી થશે, બહેન હેરાન થશે મને તમને બધાંને પણ તકલીફ પડશે. બધાંને મારે માટે તકલીફ

વહોરતાં જોઈને મને પણ દુઃખ થશે. એ કરતાં ઋષિકેશમાં મારું મૃત્યુ શાંતિથી થશે.'

એમનો જવાનો નિર્ણય અફર હતો એટલે નછૂટકે મિત્રોએ હા પાડી. ઋષિકેશની ટિકિટ કઢાવી આપીને સાથે રૂપિયા પંદર આપ્યા. ચમનભાઈએ પૂછ્યું: 'આ પૈસા શા માટે?'

'કાંઈ જરૂર પડે તો તે માટે.'

'આવતીકાલનો વિચાર કરવો એ પાપ છે.' કહીને એમાંથી માત્ર બે આના જ લીધા અને તે ઋષિકેશ ચાલ્યા ગયા.

તદ્દન લથડતી તબિયતે તે ઋષિકેશ પહોંચ્યા. પણ ત્યાં કોઈ સેવાભાવી સંન્યાસીએ તેમની સેવા કરી. ચમનભાઈએ તો ત્યાં જઈને, રાંધેલો ખોરાક ન ખવાય અને કાચો ખોરાક તથા ફળફળાદિ જ ખવાય એવા કુદરતી ઉપચાર છોડી દીધા અને જે મળે તે ખાવાનું શરૂ કર્યું. છેલ્લાં કેટલાંક વર્ષથી તે ફળો પર જ રહેલા હતા. રાંધેલો ખોરાક તેમણે શરૂ કર્યો છતાં શરીર પર કાંઈ વિપરિત અસર ન થઈ–ઊલટું શરીર પાછું ઘણું સારું થઈ ગયું. કદાચ ત્યાંની હવા અને ગંગાસ્નાને શરીર–સુધારામાં ઘણી મદદ કરી હશે.

થોડા માસ બાદ સુંદર શરીર લઈને ચમનભાઈ પાછા વઢવાણ આવી પહોંચ્યા. ગયા તે વખતની એમના શરીરની સ્થિતિ જોઈને મિત્રોએ તેમના પાછા ફરવાની આશા રાખી ન હતી. તેમને જોઈને બધા આશ્ચર્ય પામ્યા. ચમનભાઈનું શરીર સારું થઈ ગયું હતું પણ ગળામાં કાંઈક થઈ જવાને કારણે તે સ્પષ્ટ બોલી શકતા ન હતા. એટલે ચમનભાઈ હવે ભણાવી શકે તેમ ન હતું. ઘણા મિત્રોએ મદદ આપવા કહ્યું પણ મદદ લેવાની તેમણે ચોખ્ખી ના પાડી. છતાંયે કોઈ સામે ચાલીને એમને મદદ દઈ જતા તો તે પૈસામાંથી પોતાને માટે એક પાઈ પણ ન લેતા અને કાંઈ બોલ્યા વગર તે પૈસા આશ્રમમાં ભેટખાતે જમા કરી દેતા. આ બાબત વિષે મદદ કરનારાને તો હરિજન–આશ્રમનો અહેવાલ બહાર પડ્યો

ત્યારે એમાં પોતાના ખાતે રૂપિયા જમા થયેલા છે એ જોયું ત્યારે જ ખબર પડેલી !

કેટલાયે મિત્રો જીવનમાં કાંઈ પણ ગંભીર પગલું ભરતાં પહેલાં એમની પાસેથી પત્ર મારફત માર્ગદર્શન માગતા. ચમનભાઈ એક શિક્ષકની પેઠે એમના પ્રશ્નને ઝીણવટથી છણીને, સ્પષ્ટ મુદ્દા તારવીને માર્ગદર્શન આપતા. એમની આસપાસ માર્ગદર્શન માગનાર કાર્યકરો, યુવકો ને વિદ્યાર્થીઓનું એક મંડળ રચાઈ ગયેલું. એક મિત્ર પર ચમનભાઈએ લખેલો કાગળ આખા મંડળમાં વાચન અર્થે ફર્યા કરતો.

ચમનભાઈ લખવા ખાતર તો ભાગ્યે જ લખતા, તેથી તેમના મૌલિક વિચાર માત્ર આ પત્રોમાં જ કાંઈક જળવાઈ શકયા છે. આથી તેમના આવા કેટલાક સુંદર પત્રો ભેગા કરીને પ્રકટ કરવાની મિત્રોએ ચમનભાઈ પાસે ઇચ્છા દર્શાવી. ચમનભાઈએ હા પાડી. મિત્રોએ પુસ્તક પર એમનું નામ રાખવા દેવા રજા માગી. ચમનભાઈએ ના પાડતાં કહ્યું : 'જે મિત્રોને આ કાગળ લખ્યા છે તેમને મારા નામની અસર નથી થઈ તો પછી જાહેરમાં મારું નામ મૂકવાથી શો ફાયદો થવાનો છે ? નામ વગર છાપવા હોય તો છાપો.'

'લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા' તરફથી 'તેત્રીસ પત્રો' : લેખક : 'અજ્ઞાત'ને નામે જ એ પુસ્તક પ્રગટ થયું. અજ્ઞાત રહેવાની એમની ઇચ્છા તો આદર્શરૂપ હતી. 'તેત્રીસ પત્રો'ની પ્રસ્તાવનામાં શ્રી. કિશોરભાઈએ લખ્યું છે : 'લેખકે પોતાનું નામ કોઈ પણ રીતે બહાર ન આવે એ શરતે આ પત્રોને પ્રકટ કરવાની પ્રકાશકોને પરવાનગી આપી છે, અને મારેય તેને માન આપ્યે જ છૂટકો છે ! અનેક વિદ્યાર્થીઓ, મિત્રો અને જનતાની કીમતી સેવા કર્યા છતાં છાપખાનાંઓના આ જમાનામાં પ્રસિદ્ધિને ટાળવાનું સદ્‌ભાગ્ય સહેજે પ્રાપ્ત થતું નથી. મૂળે તો એ ઇચ્છા જ, બલકે નિર્વાસના ક્યાંક જ હોય છે.....નામનાને ઠોકર મારનાર તરીકે શ્રી 'અજ્ઞાત' એક સરસ ઉદાહરણ રજૂ કરી રહ્યા છે.'

કેળવણી, સહશિક્ષણ, લગ્ન, બ્રહ્મચર્ય, પ્રાર્થના, ગ્રામસેવા વગેરે વિવિધ પ્રશ્નો ચર્ચતા એ પત્રો ગુજરાતી સાહિત્યમાં ખરેખર બેનમૂન નીવડ્યા છે. તદ્દન ઘરગથ્થુ દૃષ્ટાંતોથી ગમે તેવી ગંભીર બાબતો પણ ચમનભાઈ સાદી ભાષામાં જ સમજાવી દેતા.

એ પત્રોને 'સ્વ. ભાઈ વૈષ્ણવનો અક્ષરદેહ' તરીકે રજૂ કરીને 'શિક્ષણ–સાહિત્ય'માં (જુલાઈ, ૧૯૪૦) લખવામાં આવેલું કે :

'ભાઇ વૈષ્ણવની નિર્મળ પારદર્શક તત્ત્વનિષ્ઠા, અહિંસા અને એક સાચા શિક્ષકને છાજે તેવું ઊંડાણ અને માનવપ્રેમ આ પત્રોમાંથી વાચક અચૂક જોઇ શકશે. જે ગુણો વડે ભાઇ વૈષ્ણવ એમના સાથીઓ અને વિદ્યાર્થીઓના પ્રેમપાત્ર, આદરપાત્ર અને પૂજ્ય બન્યા હતા તે ગુણોની ભૂમિકા પરથી લખાયેલા આ પત્રો લોકોપયોગી છે એમાં જરાયે શંકા નથી...આ બધા ઉપરાંત છેવટ આ પત્રો પરથી જે છાપ મન પર રહે છે તે ભાઇ વૈષ્ણવ એક જાગ્રત સાધક હતા, તે છે.'

આ 'તેત્રીસ પત્રો'નું નામ 'એક વિચારકના પત્રો' રાખવાનું હતું, પણ ચમનભાઈએ જ આગ્રહ રાખીને સંખ્યાવાચક નામ રખાવેલું. તે કહેતાં : 'સૌએ વિચારક થવું જોઈએ, અને વિચારકોએ વિચાર કરવાનો ઇજારો ન રાખતાં વિચાર કરતાં શીખવવું જોઈએ.'

વિચાર કરવાની અશક્તિનું મૂળ કારણ તે આજના શિક્ષણને ગણતા ને કહેતા:

'શિક્ષક બાળકને શબ્દોના અર્થ કહી દઇને એની ક્રિયાશક્તિ મારી નાખે છે. શીખવી દેવું એ મોટામાં મોટો ગુનો છે. પોતાની મેળે જ માણસ ધારે તો દરેક વસ્તુનો ઉકેલ કાઢી શકે, પણ ભણતર જ એવું ઊંધું અપાય છે કે એ પંગુ બને છે અને ઉકેલ માટે હૃદયમાં ન શોધતાં ચોપડીમાં અને બીજા પર આધાર રાખે છે. જે દેશમાં વિચારક થોડા હોય, વિચારકની મહત્તા વધારે અંકાની હોય, એ દેશની ક્રિયાશક્તિ ઓછી સમજવી. પછી ઘેટાં ભરવાડની પાછળ ચાલ્યાં જાય એવું થાય, બીજું શું ?'

ચમનભાઈને હવે દેહ પરથી ભરોસો ઊઠી ગયો હતો. સ્વાશ્રયી ... જવવાની ઇચ્છા તેમના મનમાં વર્ષોથી ઘોળાતી હતી તેને

તેમણે અમલમાં મૂકવા નિર્ણય કર્યો. પ્રથમ તો પ્રૂફ-રીડીંગમાંથી પૈસા મેળવવા નક્કી કર્યું, પછી કાંતવામાંથી આજીવિકા મેળવી લેવાનું તેમણે ઠરાવ્યું અને રોજના આઠ આઠ કલાક કાંતી ચાર આના મેળવી લેવા લાગ્યા. ચાર આનાની અંદર તેમણે પોતાનું ખરચ ગોઠવ્યું. પણ ત્રણ-ત્રણ વખતના ક્ષયના ઊથલાથી ખળભળી ગયેલું શરીર આઠ-આઠ કલાકનું સ્થિર આસન અને અખંડ મજૂરી શે ખમી શકે? થોડાક વખતમાં જ ફરી પાછો ક્ષયે ઊથલો માર્યો. ઘણા મિત્રોએ કહ્યું : 'ચમનભાઈ, પંચગની જાઓ. ત્યાં તમે તરત સારા થઈ જશો.'

ચમનભાઈએ જવાબ વાળ્યો : 'જ્યાં આપણે જન્મ્યા ત્યાં જ માંદગીમાંથી સાજા થવું જોઈએ. વારંવાર હવા ખાવાને સ્થળે જઈને રહેવું આપણા જેવાને કેમ પોસાય? એવું જીવ્યું પણ શા કામનું? સૌનું માન રાખવા એક વાર જઈ આવ્યા, હવે ભગવાને ધાર્યું હશે તેમ થશે.'

આ દિવસોમાં આશ્રમમાંથી ઘણી વાર તેમને ઘેર જવાનું થતું ત્યારે રસ્તામાં કદી થૂંકતા નહિ. જ્યાં ત્યાં થૂંકે તો નો ક્ષયનાં જંતુ ફેલાય અને કોઈને વળી ચેપ લાગે. તે અટકાવવા માટે થૂંકવા સારુ સાથે તે થૂંકદાની લઈ જતા

ઘણા મિત્રોએ પોતાને ત્યાં આવીને રહેવા જણાવ્યું, પણ તેમણે કહ્યું કે, 'માણસે પોતાનાં સગાં સિવાય અન્ય માણસો પર પોતાનો ભાર નાખવો ન જોઈએ.' અને તે વઢવાણ શહેરમાં પોતાનાં મા તથા બહેન પાસે આવતા રહ્યા. ઘેર ૭૦ વર્ષનાં અંધ માતા હતાં. ૭૨ વર્ષના વૃદ્ધ પિતા હતા. એમના જેવાં જ સત્યનિષ્ઠ અને ભગવતી વિધવા બેન હતાં. તેમણે ચમનભાઈની સેવાચાકરી આદરી.

ઘેર આવ્યા પછી પથારીમાંથી ઊભા થવાનીયે શક્તિ ન રહી. સગાંસંબંધીઓ કે મિત્રો એમનું શરીર જોઈ ખૂબ દુઃખ પામતાં. પણ શરીરને ગમે તેટલું કષ્ટ પડવા છતાં ચમનભાઈ તો હસ્યા જ

કરતા. એમના મોઢા પર આનંદની ઝલક પ્રસરતી જોઈને કોઈને પણ લાગે કે જાણે દેહ અને દેહી બંને જુદાં છે. દેહીને આ દેહનાં કષ્ટની કાંઈ જાણે પડી જ નથી. છેલ્લા ત્રણ માસ તો તેમણે જાણે તદ્દન વિદેહ–અવસ્થામાં જ ગાળ્યા. શરીરનો જરાયે તેમને મોહ રહ્યો ન હતો. આપ્તજનોને સારું લાગે એટલા ખાતર તે દવા લેતા હતા. પણ મિત્રોએ ડૉકટરને ઘેર બોલાવીને શરીર બતાવવા કહ્યું તો તેમણે જવાબ આપેલો : 'હજી છ માસ ખાટલામાં સૂઈ રહેવું સારું કે વહેલાં આ દેહથી છૂટીને બાળક સ્વરૂપે પારણે ઝૂલવું સારું ?'

એમની છેલ્લી માંદગી સાંભળી મિત્રોના થોકબંધ પત્રો આવ્યા કરતા, પણ ચમનભાઈ વૃત્તિઓને સંકેલી રહ્યા હતા અને વિશેષ ને વિશેષ આત્માભિમુખ થઈ રહ્યા હતા. મૃત્યુને આડે એક દિવસ હતો ત્યારે ચમનભાઈએ એમની બહેનને બોલાવીને કહી દીધું: 'બહેન, હવે મારી ટપાલ ન સંભળાવતાં–ફાડી નાખજે.' પોતાના મૃત્યુ બાદ ખાદી સિવાય બીજું કશું ન વાપરવાની સૂચના પણ દઈ દીધી અને એમના શરીર માટે ચિંતા કરતા એક મિત્રને કાગળ લખાવ્યો કે :

'આયુષ્ય અનંત છે. જર્જરિત ખોળિયું જઈને નવું આવશે. એમાં રાજી થવાનું હોય કે શોક કરવાનો ? ડાહ્યા પુરુષો દેહની ચિંતા કરતા નથી. આત્મા અમર છે.'

અને વૈશાખ વદ ૧૧ ને તા. ૧લી જૂન ૧૯૪૦ના દિવસે ૪૨ વર્ષની વયે ચમનભાઈએ આ નશ્વર દેહ છોડી દીધો. 'આત્મા અમર છે' એ શબ્દોની પ્રતીતિ કરાવતી એમના મુખ પર અખંડ શાંતિ પ્રસરી રહી. અજ્ઞાત રીતે આખું જીવન ગાળેલ એ 'અજ્ઞાત' આત્માની સ્મશાનયાત્રા પણ જગતનાં જોનારથી અજ્ઞાત નીકળી અને ભસ્મમાં ભળી ગઈ.

પાછળથી એમનું સ્મારક કરવા માટે મિત્રોએ હિલચાલ કરી ત્યારે શ્રી. કિશોરભાઈ મશરૂવાળાએ કહેલું :

'આખી જિંદગી જે આત્માએ અજ્ઞાત રહેવામાં જ પોતાનું શ્રેય માન્યું એને અજ્ઞાત રહેવા દેવામાં જ એનું સાચું સ્મારક છે.'

## ચમનભાઈને અંજલિ

**ભાઈ ફૂલચંદ,**

તમે બહુ ખેદકારક ખબર આપ્યા. ચમનભાઈ નૈસર્ગિક ઉપચાર કરીને સારા થઈ ગયા સાંભળ્યું હતું અને પુસ્તક પણ લખ્યું હતું. હવે તે જ ચાલ્યા ગયા એ કુદરતી કળા. એ ગયા, એનું કામ થોડું જ જવાનું છે? કોને આશ્વાસન આપું?

**બાપુના આશીર્વાદ**

ભાઈ ચમનભાઈ વૈકુંઠ ગયાના સમાચાર જાણી દુઃખ થયું. એ તો જીવનનું સાર્થક કરી ગયા. પણ જૂના સૈનિકો જાય છે તેની જગ્યા લેનાર કોઈ નીકળતા નથી તેથી દુઃખ થાય છે. બાકી તો જેઓ જીવનભર પોતાની ફરજ બજાવતા ચાલ્યા જાય એના જવાનો શોક શો હોઈ શકે? એ તો છૂટી ગયા.

**સરદાર વલ્લભભાઈ**

ચમનભાઈના દેહાંતના સમાચાર સાંભળી ઘણો દિલગીર થયો છું. એ તો સાધક હતા અને મરણ સુધી પોતાની સાધના અડગપણે ચાલુ રાખી કૃતાર્થ થઈ ગયા. પણ સૌને ખોટમાં નાખી ગયા. તેમનાં માતાપિતાને શું આશ્વાસન આપી શકાય!

**કિશોરભાઈ મશરૂવાળા**



